# શ્રાવક સંસાર

એક

ધાર્મિક તથા સાંસારિક નવલકથા.

असार. खलु संसार स चेद्धर्मपुरःसरः
स्वर्गतुल्य. समाजाति सुखसंपत्समन्वितः ।१।

साहित्य.

પ્રસિદ્ધકર્તા

શ્રી લાલન નિકેતન

મઢડા

સવત ૧૯૮૧ સને ૧૯૨૫

શ્રી બહાદુરસીંહજી પ્રીન્ટીંગ પ્રેસ-પાલીતાણા
શાહ અમરચદ બહેચરદાસે છાપ્યુ.

કિંમત રૂા ૧-૪-૦

# विषयानुक्रमणिका

# ખુલાસો.

શ્રી પાલીતાણા જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ તરફથી પ્રસિદ્ધ થયેલા પુસ્તકોને 'શ્રી લાલન નિકેતન ગ્રન્થમાળા' તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તે સંબંધી ખુલાસો 'મઢડા આશ્રમના હેવાલમા' નીચે પ્રમાણે આપવામા આવેલ છે

'શ્રી લાલન નિકેતન ગ્રન્થમાળા.'

"સંવત્ ૧૯૮૦ (ઇ સ. ૧૯૨૪) માં શ્રી જૈન ધર્મ વિદ્યાપ્રસારક વર્ગના વ્યવસ્થાપકોએ વર્ગની સસ્થા બંધ કરી, અને તેમણે હસ્તક પુસ્તકોનો જે સંગ્રહ હતો તે પુસ્તક મંદિર નામે ઓરડો અને પુસ્તકો રાખવાના કબાટો લાલન નિકેતનને અર્પણ કર્યા એ પુસ્તકોને સુધારી લાલન નિકેતન ગ્રન્થમાળા તરીકે પ્રગટ કરવાનો નિર્ણય કરવામા આવ્યો."

વસ્તુત શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગની સંસ્થા સંવત્ ૧૯૫૯ (ઇ સ ૧૯૦૩) મા પાલીતાણામા મે મારા કચ્છી જૈન મિત્રોની સહાયતાથી સ્થાપી હતી એ સસ્થાની મેં દશ વર્ષ સુધી માનદ મંત્રી તરીકે વ્યવસ્થા કરી હતી તે દરમ્યાન કચ્છી જૈન શ્રીમંતોની સહાયતાથી પાલીતાણામાં જૈન બોર્ડિંગ, જૈન વિધવાશ્રમ, "આનંદ" માસીક અને જૈન પુસ્તક પ્રકાશન સંસ્થાઓ, ભાવનગરમાં આનંદ પ્રીન્ટીંગ પ્રેસ, કચ્છમા કચ્છી જૈન બાલાશ્રમ, જૈન કન્યાશાળાઓ અને પાઠશાળાઓ તેમજ મુંબઈમા કચ્છી જૈન મહિલા સમાજ અને શ્રાવિકાશાળા વિગેરે સસ્થાઓની મે સ્થાપના કરી હતી.

સવત્ ૧૯૬૯ (ઇ સ ૧૯૧૩) મા પાલીતાણામા પૂરની ભયંકર હોનારત થતા શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગને ભારે ખોટ ખમવી પડી હતી. તા. ૨૪-૬-૧૩ ના રોજ મે એ વર્ગ અને તેને હસ્તક ચાલતી સઘળી સસ્થાઓમાથી મારી માંદગીના કારણે રાજીનામુ આપ્યુ હતું તે વખતે મારી સાથે બીજા પણ કેટલાક વ્યવસ્થાપકોએ રાજીનામા આપ્યા હતા. તેથી જૈન બોર્ડિંગ તેના ફંડ સાથે તેના ટ્રસ્ટીઓને સુપ્રત કરવામા આવી. કચ્છી જૈન બાલાશ્રમ માટે નવી વ્યવસ્થાપક સમિતી નિમત કરી,

જેને એ સંસ્થા સુપ્રત કરવામાં આવી વર્ગના બાકી જે વ્યવસ્થાપકો રહ્યા હતા તેમણે આનંદ પ્રીંટીંગ પ્રેસ ભાઈ દેવચંદ દામજી કુંડલાકરને વેચાતું આપી તેની જે રકમ આવી તેમાંથી લેણદારોનું લેણું ચુકતી આપી બાકી વધેલી રકમમાંથી રૂ. ૧૫૦૦ અકે રૂપીયા દોઢ હજાર ખર્ચી એક પુસ્તક મંદિર બંધાવ્યું અને તેમારેલની હોનારત વખતે ભીંજાયેલા પુસ્તકો રાખવામાં આવ્યા. એ પુસ્તકોની કંઈ પણ વ્યવસ્થા તેઓ કરી શક્યા નહિ તેથી તેઓએ શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગની સંસ્થા બંધ કરી અને પુસ્તકો લાલન નિકેતનને અર્પણ કર્યા”

કહેવાની જરૂર નથી કે શ્રી પાલીતાણા જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગનો હું માનદ મંત્રી હતો ત્યારે 'પુસ્તક પ્રકાશન'ની જવાબદારી મારે શિરે હતી અને એજ જવાબદારી આજે ફરી મારા શિરપર આવી છે

વર્ગ તરફથી નાના-મ્હોટા લગભગ પાંચ હજાર પુસ્તકો દસ વર્ષમાં પ્રગટ કરવામાં આવ્યા હતા, તેમાં શ્રાવિકા-ભૂષણના ચાર ભાગ, સતી મંડળના બે ભાગ શ્રાવિકા સુબોધ દર્પણ વિગેરેની યોજના મહીલાઓ માટે દિક્ષાકુમારીના બે ભાગ મુનિઓ માટે, જૈન પ્રવેશપોથીના ચાર ભાગ અને જૈન પહેલી-બીજી વિદ્યાર્થીઓ માટે આનંદમંદિર, પાડરબોધ, દાનવીર રત્નપાળ, ઉત્તમકુમાર ધર્મવીર જયાનંદ અને પુણ્યપ્રભાવ સામાન્ય જનસમાજ માટે અને તત્ત્વભૂમિમાં પ્રવેશ, જૈન શકિકાત, તત્ત્વચિંતામણી, ધર્મરત્ન પ્રકરણના ત્રણ ભાગ, ઉપદેશ પ૦, ઉપદેશ રત્નાકર અને અધ્યાત્મસાર તાત્ત્વિક બોધના અભિલાષીઓ માટે યોજવામાં આવ્યા હતા

સંવત્ ૧૯૬૫ માં પાલીતાણામાં પાણીની રેલ જો આવી ન હત, તો આજે એ સંસ્થા તરફથી સંખ્યાબંધ સુબોધક પુસ્તકો પ્રગટ થઈ શકત, પણ જે ભાવીને ગમ્યું તે ખરૂં ઉપરોક્ત તેમાંમ પુસ્તકોની યોજના મેં કેવળ હિતબુદ્ધિથીજ કરી હતી એ કહેવાની આવશ્યકતા રહેતી નથી

| | | |
|---|---|---|
| સંવત ૧૯૮૩ | } | શાહ શિવજી દેવસિંહ. |
| સને, ૧૯૨૭ | } | માનદ મંત્રી, લાલન નિકેતન-મઢડા. |



# શ્રાવક સંસાર.

એક

# ધાર્મિક નવલ કથા.

---

## प्रकरण १ लुं

## મનોરથ.

---

એક સુશોભિત ઘરમા ત્રીજે માળ ઉપર તરુણ પુરુષ આરામ ખુરશી ઉપર બેઠો બેઠો વિચાર કરતો હતો, ઘર ખાલી હતુ, કોઇ બીજુ મનુષ્ય ત્યા હતુ નહીં, તે સાથે કોઈ જાતના ધ્યાનાકર્ષણ થાય, તેના બનાવો પણ ત્યા સંભળાતા ન હતા, આથી તે તરુણને વિચાર કરવાનો પ્રસંગ અતિ ઉત્તમ મળ્યો હતો. તરુણ પુરુષની વય માત્ર વીશ વર્ષની હતી, તેણે ગુજરાતી, અંગ્રેજી, અને સંસ્કૃત કેળવણી લીધી હતી. મેટ્રીકની પરીક્ષા પસાર કરી તેણે પોતાનો અભ્યાસ સમાપ્ત કર્યો હતો, તે સમાપ્ત કરવાનુ કારણ માત્ર ગૃહવ્યવહારની ઉપાધિ હતી. તેના પિતાનો સ્વર્ગવાસ થવાથી તેના માથાપર ગૃહવ્યવહારનો બોજો આવી પડ્યો હતો. તેના ઘરની સ્થિતિ સારી હતી તે તરુણ પુરુષ આ પ્રમાણે પોતાના હૃદયમા મનોરથ બાંધતો હતો —

આહા ! કર્મની ગતિ કેવી વિચિત્ર છે ? માત્ર હૃદયમા અવસ્થા

સને માટે જે જે વિચારો હતા, તે બધા સમુદ્રના મોજાની જેમ ઉ છળીને લીન થઇ ગયા જો પિતાજી હજી ત્રણ વર્ષ જીવ્યા હોત તો, હું ગ્ર જ્યુએટ થઇ જાત, બી. એ કે, એમ. એ. ની પદ્વી સંપાદન કરી શકત જો કે, મારા ગૃહ વ્યવહાર સુખી છે, કોઇની નોકરી કરવા ની મારી ઇચ્છા નથી, તથાપિ આત્માને જ્ઞાનથી આનંદ આપવા, અને યથા શક્તિ પરોપકાર કરવા, એ ઉંચી જાતની કેળવણી મને ઉ પયોગી થાત. જો એલ. એલ. બી. ની ડીગ્રી સંપાદન કરી હતે, તો હું મારા સાધર્મી બધુઓને નજદીક કાર્યમાં સહાયકારી થઇ શકતે. આજકાલ ભારતવર્ષ ઉપર અંગ્રેજી રાજ્ય પ્રવર્ત્ત છે, તેથી રાજભાષાની ઉપાસના કર્યા વિના સાંસારિક કાર્ય સાધવાનો બીજો ઉપાય નથી તે સિવાય બીજો એક વળી મહાન્ લાભ પ્રાપ્ત કરી શકત. તે એ કે, સંસ્કૃત ભાષાનું ઉચ્ચ પ્રકારનું મને જ્ઞાન મળત, ગીર્વાણગિરાના જ્ઞાનથી મને ઘણો લાભ થાત, સ્વધર્મના ઉત્તમ ગ્ર- થાનું જ્ઞાન મેળવવાનું એક મોટું સાધન પ્રાપ્ત થાત એર, બન્યુ તે ખરું હજુ શું બગડી ગયું છે? ગૃહ વ્યવહારની ઉપાધિની યોગ્ય વ્યવ સ્થા કરી, હું હળવે હળવે આગળ વધીશ કોઇ ઉત્તમ શિક્ષકની સહા ય લઇ મારા અભ્યાસનો પ્રવાહ વેગથી ચલાવીશ. અને પ્રતિષ્ઠિત વિશ્વવિદ્યાલયમાં જઇ પરીક્ષા પસાર કરીશ કર્મની અનુકૂળતાથી, અને આર્હત ધર્મની સહાયથી, જો હું આગળ વધુ, તો પછી મારા જીવનને સાર્થક કરવાના કાર્યો હાથમાં લઇશ ભારતવર્ષમાં વસતી જૈન પ્રજાની ધાર્મિક, અને સાંસારિક ઉન્નતિ કઈ રીતે થવે? તેના વિ ષયો લખી માસિક પત્રોમાં પ્રગટ કરીશ, પ્રાચીન જૈન તત્વજ્ઞાનના અને સત્ પ્રવૃત્તિવાળા ચરિત્રોના ગ્રંથો મૂળ સાથે ભાષાંતર કરી, પ્રસિદ્ધ કરીશ તેવા ગ્રંથો બાહેર પડે તેને માટે ખાસ ભંડારો સ્થાપન કરી જ્ઞાન ક્ષેત્રને પલ્લવિત કરીશ જૈનવર્ગમાં દાખલ થએલા કુરીવાજોને દૂર કરવા ભગીરથ પ્રયત્ન કરીશ આર્ય ભૂમિપર વસતા જૈનોની પ

સ્વરૂપ મૈત્રી કરાવી, સમસ્ત જૈન કોમનો સર્વ પ્રકારનો ઉદય થાય, તેવી કોન્ફરન્સ સ્થાપન કરી, ભારતભૂમિના જુદા જુદા ભાગમા તેઓને એકઠા કરવા પ્રયાસ કરીશ. જૈનોના ગરીબ બાળકો સુગમતાથી કેળવણી લઈ શકે તેના સાધનો ઉભા કરીશ, અને જૈનોના પ્રખ્યાત સ્થળે જૈન બોર્ડિંગ ગ્રૃહોનુ સ્થાપન કરીશ. ધાર્મિક અને પવિત્ર એવી ભાષાઓના અભ્યાસને માટે અને ધાર્મિક જ્ઞાન વધારવાને માટે પાઠશાળાઓનુ સ્થાપન કરીશ. દેવસ્થાનોમા અને યાત્રાના સ્થળોમા તેના વહીવટની અવ્યવસ્થા ઘણે સ્થળે ચાલે છે તેની સુધારણા કરવાને મહાન્ પ્રયાસ કરીશ. જૈન કન્યાશાળા અને શ્રાવિકાશાળાની સ્થાપના કરી, આર્હત અબળાઓનો ઉદ્ધાર કરીશ. આજકાલ જૈનોમા સ્ત્રી કેળવણીનો પ્રચાર ન હોવાથી વધતી જતી તેઓની અજ્ઞાનતાને દૂર કરવા વિવિધ જાતના પ્રયાસ કરીશ. જ્યા જ્યા જૈન સમાજમા સ્વાભિક કુસંપ રહેલો છે, તેને દૂર કરવાની યોજના કરી, જૈનોની એક્તામા મોટી વૃદ્ધિ કરીશ. અનાથ અને ગરીબ જૈનોને આશ્રય કરવા અનાથાશ્રમ ઉઘાડવા પ્રયત્ન કરીશ. જૈન વર્ગમા ધર્મને નામે જે જે ખોટા આડંબરો ચાલે છે, ધર્મના નામથી જે જે વિપરીત પ્રવૃત્તિ થાય છે, ધર્મના મિષથી જે જે દુરાચારો પ્રવર્તે છે, અને ધર્મનુ રૂપ આપી જે જે અયોગ્ય કામ બને છે, તે બધી સુધારણા કરવાનો પ્રયાસ કરીશ. આજકાલ કાળના પ્રભાવથી ધર્મગુરૂઓના આચારમા જે ફેરફાર થઈ ગયો છે, અને ધર્મગુરૂઓની જે જે વિપરીત પ્રવૃત્તિ ચાલે છે, તેને ઉત્તમ રીતે કરવાનો મહાન્ પ્રયાસ આદરીશ.

અહા! એ સમય ક્યારે આવશે? અવનતિને પામતી જૈન કોમનો ઉદ્ધાર ક્યારે થશે? ભારતવર્ષમા અજ્ઞાતારૂપ મહાનદીમા મગ્ન થઈ ગયેલી જૈન પ્રજાને અવલંબન ક્યારે મળશે? શાસન દેવતા!

મને સહાય કરો. મારા મનોરથરૂપ રથનો માર્ગ નિરાબાધ થાય, તેના સાધન આપો. હું એક સાધારણ ગૃહસ્થનો પુત્ર છુ મારા મનોરથના પ્રવાહમા લીધેલા કાર્યો સાધના જેટલી મારામા શક્તિ નથી હુ અત્યારે તો માત્ર હવાઈ વિચારો બાધી ઉત્તમ ભાવના ભાવુ છુ જો આર્હત શાસનના દેવતાની સહાય થાય તોજ આ મનોરથ સિદ્ધ થાય. શ્રી વીર પ્રભુ! મને સપૂર્ણ સહાય આપો. આર્હત ધર્મનુ તેજ મારા મનોબળમા પ્રજ્વલિત થાઓ.

પ્રિય વાચકવૃદ? હવે વાર્તાના આરભના નાયકની વિશેષ હકીકત મેળવવાનો અવસર આવ્યો છે, અધીરાઈ રાખશો નહી. તે પુરૂષ ચદ્રનગરના પ્રખ્યાત શેઠ સુરચદ્રનો ધર્મચદ્ર નામે પુત્ર છે સુરચદ્રનુ નામ ચદ્રનગરના એક પ્રતિષ્ઠિત શ્રાવક ગૃહસ્થ તરીકે પ્રખ્યાત હતુ. સુરચદ્રે નાણાવટીનો વેપાર કરી સારૂ દ્રવ્ય કમાયો હતો ચદ્રનગરના સઘમા તે અગ્રેસર ગણાતો હતો. ચદ્રનગરમા શ્રાવકોની વસ્તી ઘણી હતી સુરચદ્રને બે પુત્રો અને બે પુત્રીઓ હતી ધર્મચદ્ર સર્વથી મોટો હતો. બીજો પુત્ર ફકીરચદ્ર તેનાથી નાનો હતો તે અગ્રેજી કેળવણી લેતો હતો. ધર્મચદ્રને વીણા અને વિદ્યા નામે બે બહેનો હતી, વીણાના લગ્ન ત્યાના પ્રેમચદ્ર નામના એક શ્રાવક ગૃહસ્થની સાથે થયા હતા પ્રેમચદ્રનુ કુટુબ પણ શ્રાવક વર્ગમા ધાર્મિક તરીકે પ્રખ્યાત હતુ વિદ્યા હજી લઘુવયની હતી તેણીની વય માત્ર બાર વર્ષની થઈ હતી અદ્યાપિ તેનુ વેવિશાળ થયુ ન હોતુ આ અરસામા શેઠ સુરચદ્રનો અચાનક સ્વર્ગવાસ થયો હતો, આથી ધર્મચદ્રના માથા ઉપર ગૃહધર્મનો તમામ બોજો આવી પડયો હતો. ધર્મચદ્ર બુદ્ધિમાન, ધાર્મિક, શાણો અને પરોપકારી હતો તેના ધાર્મિક હૃદયમા સારા સારા વિચારો સર્વદા ઉત્પન્ન થતા હતા, તે દેવગુરૂનો પરમભક્ત હતો. બાલ્યવયથીજ તે સતના સત્પુરૂ

પોતાના પ્રેમ ગર્ભમાંજ રહેતો હતો. કોઈ વિદ્વાન્ મુનિ કે ગૃહસ્થ આવે તો તેની તે સત્વર મુલાકાત લેતો હતો, તેની બુદ્ધિ માગ્રાહી હતી તેથી તે દરેક ગુણીજનની પાસેથી ગુણજ સંપાદન કરતો હતો. આવી રીતે ઉત્તમ પ્રકારે ઘડાઈ રહીને તે એક ઉત્તમ શ્રાવક બન્યો હતો તેણે અંગ્રેજી કેળવણી લીધી હતી, તથાપિ તે હાનિકારક સુધારાનો વિરોધી હતો. તેના આર્ય અને સત્સંગી હૃદયને પશ્ચિમના જડ સત્સંગે લાગી શક્યા ન હતા. તે હમેશા સુધારાને નામે ચાલતા કુધારાને ધિક્કારતો હતો દેશાભિમાનના મહાન્ ગુણથી તે આર્ય દેશની અને આર્યોની નીતિ રીતિને માન આપતો હતો પોતે જાતિથી, જન્મથી, અને હૃદયથી શ્રાવક હતો, તથાપિ તેનો દુરાગ્રહી ન હતો. આર્ય દેશની, આર્ય જાતિની, અને આર્યધર્મની પ્રજાને તે સમાન દૃષ્ટિથી જોતો હતો.

આજકાલના કેટલાએક દુરાગ્રહી ચુસ્ત શ્રાવકોની દૃષ્ટિ સમાન હોતી નથી, તેઓના હૃદયમા કેવળ સ્વાર્થજ નિવાસ કરેલો હોય છે. શ્રાવક શિવાય બીજાઓની તરફ તેઓ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે પરધર્મની નિંદા કરવામા તેઓ સર્વદા તત્પર રહે છે, મિથ્યાત્વના નામ ઉપર તેઓને એટલો બધો અનાદર હોય છે કે, તેઓના હૃદયમા શાન્તિને બદલે દ્વેષ, ક્રોધ, ઈર્ષ્યા, નિંદા, ઈત્યાદિ દુર્ગુણો વાસ કરીને રહે છે. મિથ્યાત્વીનો દ્વેષ કરવો, મિથ્યાત્વીને છેતરવા, મિથ્યાત્વીની આજીવિકા તોડવી, મિથ્યાત્વીને મોટી હાનિ કરવી, અને મિથ્યાત્વીનો મોટો અનાદર કરવો, એમાજ તેઓ શ્રાવકપણુ માને છે. તેવા દુરાગ્રહી જૈનો જાણતા નથી કે, આ ભારતવર્ષ ઉપર અનાદિકાળથી મિથ્યાત્વ રહેલુ છે. અનેક ધર્મ ભાવનાઓની ઉત્પત્તિ અને લય ભારતભૂમિપર થયા કરે છે. ભવિતવ્યતાના બીજ સર્વ ધર્મમા રહેલા છે, પૂર્વના કર્મયોગે મિથ્યાત્વજાતિમા જન્મેલા પ્રાણીઓનો શો દોષ ? સર્વ પ્રાણી કર્મની સત્તા આગળ દુર્બળ છે. મિથ્યાત્વી હોય, પણ જો તેનામા આર્ય

ગુણો રહેલા હોય, વિદ્યા તથા કળાથી તે અલંકૃત હોય, તો તેમને શા માટે માન ન આપવું? તમે જાણો છો કે, હાલ જૈન રાજાઓ નથી, મોટું જ્ઞાન ધરાવનાર જૈન પંડિતો પણ નથી અને શોધખોળની કળાઓને ખીલાવનારા જૈન કળાવંતો નથી, તેવે વખતે તમે દુરાગ્રહ રાખો, તે શા કામનો છે? તમારી પ્રજા મિથ્યાત્વીની નોકરી પણ કરે છે, તમારા વિદ્યાગુરૂઓ મિથ્યાત્વી પંડિતો છે, અને તમારા કળાગુરૂઓ પણ મિથ્યાત્વી છે, તો હવે શામાટે દુરાગ્રહ રાખો? કૃપાળુ શ્રી તીર્થંકર પ્રભુએ તેને માટે જે ઉપદેશ આપ્યો છે, તેનો વિચાર કરો. તેઓએ દાનના ભેદમાં વ્યાખ્યાનનો ભેદ જુદો પાડી, જૈન ન હોય તેના દીન જનને પણ દાન આપવા ફરમાવ્યું છે, અને અન્ય ધર્મની નિંદા કરવાનો નિષેધ કર્યો છે, તે છતાં કેટલાએક દુરાગ્રહી જૈનો પોતાનો દુરાગ્રહ છોડતા નથી, એ ઘણી ખેદની વાત છે

આવા દુરાગ્રહી લોકોને ધર્મચંદ્ર હૃદયથી ધિક્કારતો હતો. તેને નવા નવા ધાર્મિક અને સાંસારિક પુસ્તકો વાંચવાનો ઘણો શોખ હતો. ઉંચા પ્રકારના માસિકો, અઠવાડિક પત્રો, અને ત્રિમાસિક પત્રોનો તે મોટો ગ્રાહક હતો. સર્વ ધર્મના સારગ્રાહી પુસ્તકોને તે આશ્રય આપતો હતો. તેના ઘરમાં એક નાનું પુસ્તકાલય થયું હતું, તેમાં વિવિધ વિષયના પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવ્યો હતો. ધર્મચંદ્ર નિયમિત રીતે હમેશાં વર્ત્તતો હતો. 'અમુક વખત અમુક કાર્ય કરવું,' એવો નિયમ રાખી, તેણે સમયના જુદા જુદા ભાગ પાડ્યા હતા. ગૃહવ્યવહારના કામમાં પણ તેણે અમુક વખત રાખ્યો હતો. બીજા બધા કામ કરતાં તેનો ઘણો વખત પુસ્તક વાંચવામાં અને નવીન વિષયના અભ્યાસમાં જતો હતો. તેના વિશાળ ગૃહમાં જુદા જુદા ભાગ પાડી, તેણે ગૃહવ્યવહાર તથા અભ્યાસ વિગેરે કરવાના સ્થાનો રાખ્યા હતા. ગૃહકાર્યાલય, પુસ્તકાલય, અભ્યાસગૃહ લેખન

ગૃહ, ધર્મ ભુવન, આત્મ શ્રેયસ્થિતનાલય, સુવિચારભુવન અને પ્રેમમન્દિર એમ તેના જુદા જુદા નામ પાડ્યા હતા. તે દરેક સ્થાન ઉપર તે તે નામના બોર્ડ લગાવી દીધા હતા.

આ વખતે તે તરુણ નાયક પોતાના ઘરના ત્રીજા માળ ઉપર આવેલા સુવિચાર ભુવનમા બેઠો હતો. દિવસમા અમુક વખત તેણે સારા સારા વિચાર કરવાને માટેજ રાખ્યો હતો. આજે તે પોતાની જૈન કોમના ઉદય માટે વિચાર કરતો હતો, અને નવનવા મનોરથો બાંધતો હતો.

---

## પ્રકરણ ૨ જુ

### વીણા વિલાપ.

એક તરુણ શ્રાવિકા ઘરના ખૂણામા બેઠી બેઠી રુદન કરે છે, અશ્રુની ધારાઓથી તેના ગૌરમુખ ઉપર નિસ્તેજપણુ પ્રસરી રહ્યુ છે, રુદનનો સ્વર મંદ છે, જાણે કોઈ રખે સ્વર સાંભળશે, એવી ધાસ્તી લાગતી હોય, તેમ તે શ્રાવકબાળા ગુપ્ત રુદન કરે છે. તેના રુદનનો સ્વર ગભરાટમાજ વિરામ પામતો હતો. આ વખતે એક તરુણ પુરુષ ગૃહદ્વારની આગળ આવ્યો તે બાળાનુ ગુપ્ત રુદન તેના સાંભળવામા આવ્યુ, તત્કાળ તે અચકાઈને ઘૂંઘી ગીને ઉભો રહ્યો, ક્ષણવાર પછી તે બાળાએ નીચે પ્રમાણે વિલાપ કરવા માંડ્યો.

અરે! કર્મવૃંદ, કેવી તમારી સત્તા છે? તમને અને તમારી પ્રકૃ

નિઓને કોણે અર્જી હશે? જો તમે વિદ્યમાન ન હોત તો માનવમન્ડળ કેવું સુખી થાત? તમારી વનતાઓ ક્યારે હણાશે? તમારૂં દાષમય સ્વરૂપ જોઇનેજ શ્રી તીર્થંકરોએ અને જૈન મહાશયોએ તમને દમન કરી દીધા છે. તમારો અત્યંત અભાવ કરનાર કોઇ પુરૂષ કેમ ઉત્પન્ન થતો નથી? અથવા એ બીચારા કર્મ શું કરે? મારા જેવા અલ્પજ્ઞ અને મૂઢ પ્રાણીઓજ તેમના ઉત્પા ક છે. પોતપોતાના આચરણથીજ તેઓનો બંધ થાય છે, તેમા કર્મનો શો વાંક? અરે? હું પોતેજ દુષ્ટ છું પૂર્વ કર્મનાજ આ પરિણામ છે, જગતમા ઘણી સ્ત્રીઓ સુખી છે, મારા જેવી દુખિણી કોણ હશે? મારા પૂર્વના કુકર્મનોજ ઉદય થયો છે માન પતિના આવા વિચાર શાથી થયા? આવા દુષ્ટ વિચારના સ્ત્રાવથીજ જૈનકોમની અવનતિ થઇ છે. ભારતવર્ષમા દયા ધર્મથી સર્વ માન્ય અને પ્રખ્યાત થયેલી જૈન પ્રજાના ભાગ્યરૂપ સૂર્યનો અસ્તાચળ આવા પુરૂષો પોતેજ છે અરે દૈવ નસીબ? માન પતિના હૃદયમા આવા કુવિચાર ક્યાથી ઉત્પન્ન થયા? જૈનવર્ગની અને સંઘની ઐક્યતા તોડવાને તેણે શા માટે પગલું ભર્યુ? આ હૃદયનેદન વાર્તા કોને કહેવી? મારો પતિ બધું સાંભળશે, તો તે મને કેવો ધિક્કાર આપશે? કે એ વાત સંભાળી બધું ઉપરથી જાણશે નહિ, પણ તેના હૃદયમા મારે માટે હલકા વિચાર બંધાશે

આટલું મંદ સ્વરે બોલી, તે બાળા શાંત થઇ, ક્ષણવારે પાછું તેણે રૂદન કરવા માંડયું આ બધું સાભળી પેલો છૂપી રીતે ઉભેલો પુરૂષ વિચારમા પડયો, તેના હૃદયમા અનેક સંકલ્પ વિકલ્પ થવા લાગ્યા. તે સાથે મુખ ઉપર ગ્લાનિ આવી ગઇ, રૂદન કરતી બાળા ઉપર તેને દયા ઉપજી તેણીના દુખમા ભાગ લેવાને તે ઉત્સુક થઇ ગયો.

વાચનાર! અધીન થશો નહીં, તે રૂદન કરતી બાળા, અને પેલા છૂપી રીતે સાભળનાર પુરૂષ, તે બંનેની ઓળખાણ કરાવીએ

છીએ જે બાળા રૂદન કરતી હતી તે ધર્મચંદની બેન વીણા હતી. પરો છુપી રીતે સાભળનાર યુવક તેનો બધુ ધર્મચંદ હતો. વીણા તેના પતિ પ્રેમચંદના તરફથી તિરસ્કાર પામી પોતાના પીયરમાં આવી હતી. પ્રેમચંદ તદ્દન જુના વિચારનો ચુસ્ત શ્રાવક હતો, તે એટલો બધો દુરાગ્રહી અને વહેમી હતો કે તે ક્ષણેક્ષણે શંકા કરતો હતો તે ગમે તે મુનિ કે, યતિની સેવા ભક્તિથી કરતો, અને દરેક વેષધારી સાધુ ખરેખર ધર્મગુરૂ છે, એમ તે શ્રદ્ધાથી માનતો હતો. સુગુરૂ, કે કુગુરૂની પરીક્ષા કરવામા તેની શક્તિ નહોતી, કોઈ નામધારી, કે વેષધારી મુનિ આવ્યા કે, તરતજ તે દર્શન કરવા દોડી જતો. કોઈ મુનિ દુર્ગુણી, કે દુરાચારી હોય તેને તે જાણતા છતા અંધ શ્રદ્ધાથી તેની સેવા કરતો હતો. ધર્મને બહાને જે જે કુરીવાજો શ્રાવકોમા ચાલતા, તેને તે 'આ કુરીવાજ છે', એમ જાણતા છતા માન આપતો આવા દુરાગ્રહને લઈને તે મિથ્યાત્વીઓનો અતિશે અનાદર કરતો હતો. મિથ્યાત્વીની સાથે ભાષણ કરવુ પણ તેને ગમતુ નહતુ, મિથ્યાત્વીઓથી દૂર રહેવાને તેણે અનેક જાતની બાધાઓ લીધી હતી. આવી પ્રકૃતિને લઈ પ્રેમચંદ સંઘમા અનેક વિરોધ આવે તેવા કાર્ય કરતો હતો.

એક વખતે એવો બનાવ બન્યો કે, પ્રેમચંદે ઉપાશ્રયમા જઈ કોઈ મુનિ પાસેથી એવી બાધા લીધી કે, "કોઈ મિથ્યાત્વીની સાથે પ્રસંગ રાખવો નહીં, મિથ્યાત્વીને કાંઈ દાન આપવુ નહિ, મિથ્યાત્વીના પુસ્તકો ભણવા, કે વાચવા નહીં. કોઈ શ્રાવક જો મિથ્યાત્વીની સાથે તેની રીતે વર્ત્તતો હોય, તો તેનો પણ ત્યાગ કરવો. પોતાની વગ કમાણીમાથી જે દ્રવ્ય વધે, તે સાધુના કામમા વાપરી દેવુ કોઈ પણ જૈન સાધુ કહે તે પ્રમાણે કરવુ. આ પ્રમાણે પોતાની જાતે કરવુ, એટલુજ નહીં પણ પોતાના ઘરના માણસોને પણ તેમ કરવા ફરજ પાડવી.'

આનો આગ્રહ ભરેલો અભિગ્રહ લઈ પ્રેમચંદ પોતાના કુટુંબને તે પ્રમાણે વર્ત્તવાને સૂચના કરી તત્કાળ તેણે પોતાના ઘરમાં જે કાંઈ મિથ્યાત્વીની વસ્તુઓ હતી, તે દૂર કરાવી દીધી. નીતિના ન બોધક પુસ્તકો, કે જે મિથ્યા રીએ રચેલા હતા, તેને ઘરમાંથી દૂર કર્યા પુનઃ ગરી વાસણોમાં જ્યાં મિથ્યાત્વી દેવતાના ચિત્રો હતા, તે વાસણો વેચી દીધા. મિથ્યાત્વીની ભાતોવાળા વસ્ત્રો કાઢીને ઘરમાંથી નાખી દીધા, તે સિવાય જે કાંઈ મિથ્યાત્વના ચિન્હવાળા પદાર્થો હતા, તે બધાનો સત્વર ત્યાગ કરી દીધો. પ્રેમચંદની આવી પ્રવૃત્તિ જોઈ, વિદ્યાથી અલંકૃત એવી તેની સ્ત્રી વીણા તેની પાસ આવી. વીણા સદ્ગુણી શ્રાવિકા હતી, તેણીએ ગૃહ સંસારને, અને ધર્મને લગતી ઉત્તમ પ્રકારની કેળવણી લીધી હતી. તેણીનો સ્વભાવ શાંત હતો, હૃદય કોમળ હતું, પરોપકાર કરવામાં તે સર્વદા તત્પર રહેતી, કલહ-કંકાશ તેણીને જરા પણ ગમતો નહતો, સંપ અને ઐક્ય તરફ તેને પ્રીતિ હતી, જૈન ધર્મ ઉપર તેણીનો પૂર્ણ રાગ હતો, પોતાના વિદ્વાન્ બંધુ ધર્મચંદના સહવાસથી તેણીનામાં કેટલાએક સાર્વજનિક હિતના વિચારો આવ્યા હતા. ધર્મચંદ જે કાંઈ ઉપયોગી, કે સાંસારિક નીતિ પ્રધાન નવલકથાની ચોપડી ખરીદ કરતો, તે પ્રેમથી પોતાની બહેનને વાંચવાને આપતો હતો. કેટલીક સ્ત્રી કેળવણીને લગતી, અને સ્ત્રીઓને બોધ મળે તેવી ચોપડીઓ વીણાને ભેટ કરતો હતો. કોઈ શુભ પ્રસંગે ધર્મચંદ વીણાને તેડું કરતો, અને જાત જાતના વસ્ત્ર અલંકાર આપતો, તે સાથે એક સુંદર પુસ્તક પણ આપતો હતો. વારંવાર મળી, કે ભાઈ બીજા જેના લૌકિક પ્રસંગે વિદ્વાન વીણા, વસ્ત્ર, અલંકારને બદલે સદ્બોધક પુસ્તકની ભેટ આવતી હતી. ભાઈ તરફથી મળતા પોશાકના કરતા તે પુસ્તકના પોશાકથી વધારે ખુશી થતી હતી. આથી કરીને વીણાના પતિ ગૃહમાં એક સ્ત્રી ઉપયોગી પુસ્તકોની નાની લાયબ્રેરી થઈ હતી. પોતાના સદ્ગુણી બંધુના સહવાસથી વિદુષી વીણા પોતાના ગૃહ

કાર્ય --નાના વખતના જુદા જુદા ભાગ પાડી, નિયમિત રીતે એક સમયસૂચક પત્ર ( ટાઇમ ટેબલ ) બનાવ્યું હતું. તે સાથે પોતાને વાચવાને માટે તથા ભરત ભરવા વિગેરેના કાર્યને માટે તેણીએ જુદા જુદા સ્થાન રાખ્યા હતા. પોતાના વાચન ગૃહની ઉપર "વીણાવિદ્યાલય" એવા મોટા અક્ષરોવાળું એક બોર્ડ લગાવ્યું હતું. વીણાનો પતિ પ્રેમચંદ સાધારણ સ્થિતિનો ગૃહસ્થ હતો, અમુક વડીલોપાર્જિત રકમ માંથી તેને પ્રતિ વર્ષ નિયમિત સારૂં વ્યાજ મળતું, તેથી તેનો નિર્વાહ ચાલતો હતો. તેના પિતા સારા શ્રીમંત હતા, તેથી તેનું વાસ ગૃહ સારૂં હતું. તેને એક વિધવા માતા, વિધવા બેન, અને એક નાનો ભાઇ હતો. પ્રેમચંદની વય પાત્રીશ વર્ષની હતી. તે સ્વભાવે સંતોષી હોવાથી બીજો કાંઇ ધંધો કરતો નહતો. દેરાસર અને ઉપાશ્રયનો નહીવટ તે ઉત્સાહથી કરતો હતો. આખો દિવસ ધર્મના કાર્ય માંજ તે નિર્ગમન કરતો, સંઘના દરેક કામમાં તે તન, મનથી પ્રવર્તતો, અને યથાશક્તિ પ્રયત્ન કરી ધારેલું કામ પાર પાડતો હતો. પ્રેમચંદનો સ્વભાવ ક્રોધી હતો, ધારેલા વિચાર પાર પાડવાને તે અત્યંત આગ્રહી હતો, સંઘના અગ્રેસરોમાં તે ગણાતો હતો. તે વયમાં યુવાન છતાં વૃદ્ધોની પંક્તિમાં બેસતો હતો. જ્યારે સંઘમાં મતભેદ થાય ત્યારે તે પોતાના મતમાં અગ્રેસરોને ખેંચી લેતો હતો, સર્વની ઉપર તેની છાપ પડતી હતી આથી કરીને તેનામાં અભિમાન વૃદ્ધિ પામ્યું હતું.

આજે દુરાગ્રહી પ્રેમચંદે સંઘ એકઠો કરી એવો ઠરાવ કરાવ્યો કે, "આપણા કોઈ પણ શ્રાવકે મિથ્યાત્વીની સાથે વ્યવહાર કરવો નહીં, તેમજ મિથ્યાત્વીની વિદ્યા ભણવાને તેમની પાઠશાળામાં જૈન બાળકોને મોકલવા નહીં, કોઈના ઘરમાં મિથ્યાત્વીના પુસ્તકો, તથા મિથ્યાત્વીના ચિન્હવાળા પદાર્થો રાખવા નહીં." આ ઠરાવ તેણે આગ્રહથી પસાર કરવા સંઘને જણાવ્યો. કેટલાએક અગ્રેસરો પ્રેમ

ચંદના તેજમા અંજાઈને તેમા સામેલ થયા, પણ ઘણા તો તેની વિરૂદ્ધ થઈ ઉઠી નીકળ્યા. છેવટે સંઘમા વિક્ષેપ પેઠ.

પ્રેમચંદ સંઘમા બખેડો કરી ઘેર આવ્યો. તત્કાળ તેણે પોતાના ઘરમા અમનમા ચાલતા સર્વને જણાવ્યુ. તેણે વીબાના વિદ્યાલયમા જઈને તેના પુસ્તકાલયમાથી મિથ્યાત્વીની જે નીતિની ચોપડીઓ હતી તે, તથા બીજી જે કાંઈ મિથ્યાત્વીના ધર્મની કે તેની નિશાનીવાળી ચીજો હતી, તે ઘરની બહાર દૂર કરી દીધી. પછી વીબાને બોલાવી તેણે આ પ્રમાણે કહ્યુ —

વીબા! મે તમને એકવાર સૂચના આપેલી છે કે મે જૈન મુનિની પાસે અભિગ્રહ લીધો છે, તે તમારા જાણવામા છે. મારો અભિગ્રહ ધાર્મિક હોવાથી દૃઢ છે, તે કદિ પણ ફરે તેમ નથી. આજે મે મારા અભિગ્રહનો પ્રસાર કરવાને સંઘમા તેનોજ ઠરાવ કરાવ્યો છે કેટલાએક મારી સામે પડ્યા છે, પણ તેમને હું તૃણમાન ગણતો નથી જ્યારે આ ઠરાવ સંઘમા પ્રમાણ થયો, ત્યારે પ્રથમ મારે તે મારા પોતાના ઘરમા ચલાવવો જોઈએ, તેથી તારે હવે મારા કહેવા પ્રમાણે ચાલવુ પડશે. તારા પુસ્તકાલયમા કોઈ પણ મિથ્યાત્વીએ રચેલી ચોપડી રાખવી નહી. તુ કોઈ મિથ્યાત્વીની સ્ત્રી સાથે પ્રસંગ રાખીશ નહી બનતા સુધી મિથ્યાત્વીની સાથે ભાષણ પણ કરીશ નહીં તારો ભાઈ ધર્મચંદ અલ્પ બુદ્ધિનો છે, તેનામા બીલકુલ સમઝ નથી તે હમેશા મિથ્યાત્વીનો સંસર્ગ કરનારો અને મિથ્યાત્વીના પુસ્તકોને વાચનારો છે અર્વાચીન ઇંગ્રેજી ભાષાના સંબંધથી તે આર્યતા વિનાનો થઈ ગયો છે. આજકાલ ચાલતા સુધારાનો તે સાથી છે તેને લગભગ મિથ્યાત્વી થઈ ગએલા તારા ભાઈ ધર્મચંદની સાથે ઘાટો સંબંધ રાખજે બનતા સુધી તેને ઘેર પણ અવશ્યના કાર્ય વિના જઈશ નહી

પતિના આવા વચન સાભળી વીણાને ઘણુ માઠુ લાગ્યુ, તેણીના નીતિમય નિર્મળ હૃદયમા મોટો આઘાત થઈ આવ્યો. તે શાન્ત હતી, તથાપિ પોતાના સ્નેહીજન અને વિદ્વાન બંધુને માટે જ્યારે કહેવામા આવ્યુ, એટલે તે જરા ઉશ્કેરાઈ ગઈ, તથાપિ વીણા પોતાનો વિનય ચુકી નહી. તે વિનયપૂર્વક બોલી—"પ્રાણનાથ! આ શુ બોલો છો? તમારા જેવા ધાર્મિક અને ચુસ્ત શ્રાવકને મારા જેવી અલ્પમતિ અબળા ઉપદેશ આપે, તે અનુચિત છે. તથાપિ તમારા હિતને ખાતર આ વખતે માટે કહેવુ જોઈએ. અરે સ્નેહી પતિ! આવા ધર્મ વિરૂદ્ધ વિચારો શુ લાવો છો? મિથ્યાત્વનુ સ્વરૂપ ઓળખ્યા વગર આવો વિપરીત નિર્ણય કેમ બાંધો છો? મિથ્યાત્વનો ખરો અર્થ વિચારો, તેનુ રહસ્ય શુ છે? તે બુદ્ધિમા લ્યો. શ્રી જિન ભગવાનના કહેવાનો ઉદ્દેશ શો છે? તેમનો ગંભીરાર્થ કેવો છે? તેનુ મનન કરીને નિર્ણય કરો. મિથ્યાત્વ શુ કહેવાય? મિથ્યાત્વના કેટલા ભેદ છે? મિથ્યાત્વના સંસર્ગ માટે જે કહેવામા આવ્યુ છે, તેનો શો હેતુ છે? દૃઢ સમ્યક્ત્વવાળા શ્રાવકને મિથ્યાત્વ અસર કરી શકે કે નહી? તે બધાનુ વિદ્વત્તા ભરેલા વિચારથી મનન કરી નિર્ણય બાંધો. આ શુ આશ્ચર્ય કરો નહી, જે પરધર્મી હોય, જૈન ધર્મના આચાર પાળતા ન હોય, અને જૈનની સાથે દ્વેષ ધરતા હોય, તેઓમા કેટલે અંશે મિથ્યાત્વ છે, તે બધાનો વિચાર કરી સિદ્ધાંત કરો. કેવળ શાસ્ત્રનુ વચન સાભળી નિર્ણય બાંધો નહી. વિધિ વચન, નિષેધ વચન, રોચક અને ભયાનક વચનોનો ગંભીરાર્થ વિચારીને ચાલો. મારા ભાઈ ધર્મચંદને માટે એકદમ વિપરીત વિચાર બાંધો નહી. ધર્મચંદ શુદ્ધ શ્રાવક છે, તેના વિચારો અને તેના સિદ્ધાંતો તમે જાણ્યા નથી, તે સારગ્રાહી વિદ્વાન દેશકાળને અનુસરી ધર્મમાર્ગે ચાલનારો છે. જૈનોની ધાર્મિક અને સામાજિક ઉન્નતિ કરવાને તે સતત મનોરથ કર્યા કરે છે. વર્તમાનકાળમા જૈન ધર્મનો અને જૈન કોમનો મહોદય કરી

રીતે થાય? તેના સુવિચારોની શ્રેણી તેના બુદ્ધિ બાગમા સ્ફુર્યા કરે છે. રાજ ભાષાનુ ઉચ્ચ જ્ઞાન મેળવી, જૈન કોમનો ઉદય કરવાના અભિગ્રહ લેવાને તે સર્વદા ઇંતેજાર છે. જૈનોની ધાર્મિક ઉન્નતિ, સામાજિક ઉન્નતિ શિવાય થવાની નથી, એવો તેણે નિશ્ચય કર્યો છે. એના માર્ગ બધુ ધર્મચક્રને તમે મિથ્યાત્વના, અને મિથ્યાત્વનો સંગી કહો, તે કેના અપરાધની વાત? પ્રિયપતિ! મિથ્યાત્વ મિથ્યાત્વ કહી તમે બધાથી દૂર રહેવા માગો છો, તે કેમ બની શકે? નીતિ ધર્મ અને સતી ધર્મના માર્ગ ઉપયોગી પુસ્તકોને મિથ્યાત્વનુ કલંક લગાડી તમે દૂર કરી દીધા, તે કેવુ અનુચિત કહેવાય "सारग्राहिपामीत्य" એ મહા વાક્યનો અર્થ વિચારો જેનાથી નીતિ ધર્મ, અને ગૃહસ્થ માર્ગનો માર્ગ શુદ્ધ થાય, તે ગ્રંથો કદિ મિથ્યાત્વી થતા નથી. જૈન વિદ્વાનોએ પોતાના મનોહર રચેલા ગ્રંથોમા અન્ય મતના ઉત્તમ વિચારો અન્ય મતના નીતિ પ્રધાન શ્લોકો અને અન્ય મતના માન્ય પ્રમાણો સ્વીકાર્યા છે તે તમે શુ જાણતા નથી? દેશકાળને લઇને પ્રત્યેક ધર્મની ઉન્નતિ અને અવનતિ થયા કરે છે પૂર્વે જૈન પંડિતોએ કાશીવાસ કરી બ્રાહ્મણો પાસે વિદ્યાભ્યાસ કર્યો હતો. તે વખતે તેઓના હૃદયમા તમારા જેવા વિચારો કેમ નહિ સ્ફુર્યા હોય? મિથ્યાત્વી વિદ્વાન ગુરૂઓના પાસેથી વિદ્યા મેળવવી ન જોઇએ' એવો જો તેમનો સિદ્ધાંત હોત       તેઓ કદિ પણ કાશી વાસ કરત નહિ જૈન ધર્મનો ગમે તે રીતે       ન, એવી તેમની ઇચ્છા હતી. પ્રાણેશ! વિચાર કરો, આવી પ્રવૃત્તિ     નહિં. આવુ કાર્ય કરતા પુણ્યને બદલે પાપ ઉપાર્જન કરશો ચાલતા દેશકાળને તમારા વિચારો સંપૂર્ણ રીતે પ્રતિકૂળ છે વડનગર જેવા વિદ્યાવિલાસી શહેરમા આ પ્રતિબંધ ચાલશે નહિ સમસ્ત સંઘની ઐક્યતાનો પ્રવાહ તુટી જશે અને સંઘમા તમારૂ માન રહેશે નહિ કદિ થોડા ઘણા અંશે અહિં આ કાર્યમા તમે વિજય મેળવશો, પણ બીજે સ્થળે તમારૂ હાસ્ય

વને અંગ્રેજી, ગુજરાતી, અને સંસ્કૃત કેળવણી આપનારા બધા મિથ્યાત્વીઓજ છે. જૈન પ્રજા કેળવણીમાં ઘણી પછાત છે જે તેને વિદ્યા મેળવવાના સાધનો બધા પરાધીન છે. ગૃહસ્થ શ્રાવકોની વાત તો એક તરફ રહી, પણ તમારા ધર્મગુરૂ મુનિઓ પણ મિથ્યાત્વી બ્રાહ્મણોની પાસેજ વિદ્યાભ્યાસ કરે છે. વધારે શું કહેવું? સાંપ્રતકાળે ભારતની જૈનપ્રજા અન્યમતિઓનીજ ક્રિયા ગ્રહણ કરે છે. મિથ્યાત્વી રાજ્યની તે આશ્રિત પ્રજા છે. પ્રિયપતિ! તમે કરેલા વિચારો કદિ એક રીતે માન્ય કરીએ, તો તેનો સમય હાલ પ્રવર્ત્તતો નથી. જ્યારે જૈન કોમ વિદ્યા, કળા અને રાજકીય વિષયમાં આગળ પડશે, વચનના મંડળો સ્થાપી કોન્ફરન્સો મેળવી, ઉન્નતિના માર્ગ ગ્રહણ કરશે, ત્યારે તમારા વિચાર થોડે ઘણે અંશે સફળ થશે. તેવા વિચાર તો તમારા મનમાં થતાજ નથી, અને થવાના નથી. તમને દુરાગ્રહે વશ કરી લીધા છે તમારા દીર્ઘદર્શી નેત્રમાં દુરાગ્રહરૂપ વાટી રજ પડી છે, તે ક્યારે નીકળશે? તે બાહેર નાકળ્યા વિનાય તમારૂં હઠ્યાગ્રહ દૂર થવાનું નથી. સ્વામીનાથ! હું અલ્પમતિ અબળા તમને વિશેષ કહેવાને અધિકારી નથી, મને ક્ષમા કરજો.

યોગાના આવા વચન સાંભળી પ્રેમચંદને ઘણોજ ક્રોધ ઉત્પન્ન થયો તેના નેત્ર ઉપર રતાશ આવી ગઈ. તત્કાળ તે ઉગ્ર ગર્જના કરી બોલી ઉઠયો—અરે દુષ્ટા! આ શું બકે છે? શ્રાવકની પુત્રી થઈ, આવા મિથ્યાત્વ ભરેલા વચનો કેમ ઉચ્ચારે છે? તારી કહેવાણીમાં પ્રત્યેક બોલ મિથ્યાત્વનાજ ભરેલા છે. તારા જેવી મિથ્યાત્વી મહિલા સાથે મારા જેવા શુદ્ધ શ્રાવકનો સમાગમ હોય નહિ. તારા સંસર્ગથી હું કલંકિત થયો છું. તારૂં પ્રવર્ત્તન તદન શ્રાવક કુળની વિરૂદ્ધ છે. આટલો વખત તું મારા સમકિતવાળા સદનમાં રહી તથાપિ તારૂં મિથ્યાત્વ ગયું નહિ, એ મને મોટું આશ્ચર્ય થાય છે. પોતે અલ્પજ્ઞ છતાં સર્વજ્ઞની વાણીનો

પનાણીમા જે જે વચનો કહેનામા આવ્યા, તેનો વિચાર કરવા ધર્મચન્દ્રે પોતાનુ બુદ્ધિબળ દોડાવા માડયુ છે, તથાપિ તેનો શોધ જરાપણ થઈ શકતો નથી. શોકાવેશને વશ થયેલી વીણા ત્યાને ત્યા બેઠી છે. વીણાની માતા જિનાલયમા દર્શન કરવાને ગઈ છે. બીજાઓ જુદે જુદે કામે લાગી ગયા છે. ફકીરચન્દ તેના અભ્યાસગૃહમા બેઠો બેઠો વાચે છે. વીણાનો વિલાપ કોઈના જાણવામા નથી. માત્ર એકલો ધર્મચન્દ તેનો જ્ઞાતા થયો છે.

---

## પ્રકરણ ૨ જુ

### ભગિનીને આશ્વાસન.

"પ્રિય ભગિની ! આ શુ કરો છો ?" એમ કહેતો કહેતો ધર્મચન્દ વીણાની આગળ આવ્યો. પોતાની પ્રિય ભગિનીના રૂદનથી તેના હૃદયમાં ઘણી લાગણી ઉત્પન્ન થઈ આવી હતી, નેત્રમાંથી અશ્રુની ધારા વર્ષાવતો ધર્મચન્દ ક્ષણવાર ઉભો રહ્યો. પોતાના ધાર્મિક બન્ધુને જોતાજ વીણા અકસ્માત્ બેઠી થઈ ગઈ. શોકનો દેખાવ બદલાવી ઉપરથી હાસ્ય કરતી બોલી—ભાઈ ! કાઈ નથી, હુ તો સ્હેજ વિચાર કરતી હતી. કોઈ મારા લગ્ના કારણથી મારો જીવ દુખાયો હતો, પણ તે નજીવી બાબત છે. કાઈ વિશેષ નથી. ધર્મચન્દ મન્દ સ્વરે બોલ્યો—બ્હેન, છુપાવ નહી. તારી બધી સ્થિતિ મે ગુપ્ત રીતે જોઈ છે. તારા હૃદયની લાગણી સજ્જડ દુખાણી છે. જો કાઈ પણ કહેવાને હરકત ન હોય તો, કૃપા કરી મારી આગળ જણાવી દે. દરેક સહોદરનો ધર્મ છે કે, તેણે પોતાના સહોદરને સહાય કરવી જોઈએ. હુ તારો સહોદર બન્ધુ છુ. તારે મારાથી કાઈ પણ ભિન્નતા રાખવી ન જોઈએ.

બ્હેનને દુ:ખમાંથી મુક્ત કરવી, એ બંધુનો ધર્મ છે. ભાઇ બ્હેનનો સંબંધ એટલો બધો પવિત્ર છે કે, તેના પ્રભાવથી પરસ્પર સહાયની સત્તા દૈવયોગે જ બની આવે છે. પ્રિય ભગિની ! તારા જેવી પવિત્ર અને નિર્દોષી બ્હેનને દુ:ખી જોઇ મને ઘણો અફસોસ થાય છે. જે કુટુંબમાં ભાઇ છતાં બ્હેન દુ:ખી હોય, તે ભાઇનું જીવિત નિષ્ફળ છે શ્રીમાન્ સંસારમાં ભાઇ બ્હેનનું હેત અપૂર્વ દર્શાવેલું છે

સુંદરીના શરીરને દુબળું જોઇ તેના ભાઇ ભરતને મોટી દિલગીરી ઉત્પન્ન થઇ હતી ભરતે તેને માટે પોતાના રસોઇઆને અને રાજવૈદ્યોને મોટા ઓલભા આપ્યા હતા જ્યારે તેને ખબર પડી કે, બ્હેન સુંદરી તપસ્યાથી દુર્બળ થઇ છે, ત્યારે તેને શાંતિ થઇ હતી જૈન શાસનમાં ઘણે સ્થળે ભાઇ બ્હેનના પવિત્ર પ્રેમનું વર્ણન કરેલું છે સહોદર ભાઇ બ્હેનનો સ્નેહ દિવ્ય છે, એ સ્નેહના પ્રવાહની ધારામાં સ્નાન કરનાર સહોદરવર્ગનું જીવન સર્વ રીતે કૃતાર્થ છે

બ્હેન વીણા ! તારી આગળ હવે વિશેષ કહેવાની કાંઇ જરૂર નથી જો તને સર્વ રીતે મારીપર વિશ્વાસ હોય, અને મારામાં તું સત્ય બંધુભાવ જોતી હો, તો મારી આગળ તારૂં દુ:ખ નિવેદન કર. ધર્મચંદ્રના આવા વચન સાંભળી વીણા વિચારમાં પડી "જરૂર, ભાઇ ધર્મચંદ્રે છુપી રીતે મારૂં રૂદન સાંભળ્યું લાગે છે હવે હું ગમે તેવો દેખાવ કરીશ તોપણ મારાથી તે રહસ્ય છુપાવી શકાશે નહીં" આવું વિચારી વીણા મંદ સ્વરે બોલી—"વ્હાલા ભાઇ ! તમારૂં કહેવું યથાર્થ છે, તમને જે શંકા થઇ છે, તે સર્વ રીતે સાચી છે મારે તમારાથી ભિન્નતા રાખવી ન જોઇએ, પણ જે ભિન્નતા રાખવાની ઇચ્છા થઇ હતી, તે માત્ર તમને દુ:ખ ન થાય, તેના હેતુથીજ તમારૂં હૃદય મારી તરફ પૂર્ણ સ્નેહથી ભરેલું છે. મને દુ:ખી જોઇ તમને પણ દુ:ખ થયા વિના રહે નહીં. બંધુ ધર્મચંદ્ર ! મેં ઘણે સ્થળે સાંભળ્યું છે કે,

"सर्वे सर्वत्र नो ज्वैन" 'બધા વાના બધે હોય નહીં" આ વાક્ય ખરેખર છે. જ્યારે શ્રાવક જેવી ઉચ્ચ કોમમાં મારો જન્મ થયો. ચંદનગર જેવું જૈન તીર્થ સમાન સ્થળ મારી જન્મભૂમિ થયું, સુરચંદ જેવા શુદ્ધ શ્રાવક મારા પિતા થયા, અને તમારા જેવો શુદ્ધ શ્રાવક અને કેળવાયેલો માણસ મારો બંધુ થયો, ત્યારે પતિગૃહમાં સર્વ પ્રકારે દુઃખ ઉત્પન્ન થયું છે. પિતૃગૃહથી સુખી એવી હું પતિગૃહમાં દુઃખી છું.' આ પ્રમાણે કહી વીણાએ પોતાના પતિ પ્રેમચંદે જે ક્લેશ આપ્યો, તે સંબંધી બધી વાર્તા ધર્મચંદ્રને કહી સંભળાવી. તે સાંભળતાજ ધર્મચંદ વિચારમાં પડ્યો, તેની મુખમુદ્રા ઉપર ચિંતાના અંકુરો પ્રગટ થઈ ગયા. તેણે હૃદયમાં વિચાર્યું કે, "જો હું વિશેષ ચિંતા કરી ગભરાઈશ તો, વીણાને વધારે દુઃખ થશે, માટે ધીરજના વચનો કહી, તેને આશ્વાસન આપવું."

ધર્મચંદ બોલ્યો—બ્હેન વીણા ! તું સુજ્ઞ અને સાક્ષર છું. વળી જૈન ધર્મના રહસ્યને જાણનારી છું, તેથી તે વિષે વિશેષ અધ્યારોપ કરીશ નહિ. આ જગત્ બધું કર્મનેજ આધીન છે. કર્મની મહાન્ સત્તા આગળ કોઈનું ચાલી શકતું નથી. કર્મની પ્રકૃતિઓ એવી પ્રબળ હોય છે કે, જેથી પ્રાણીમાત્રને તેને તાબે થવું પડે છે. વ્હાલી બ્હેન ! વર્તમાન કાળનો સમય વિપરીત છે. અવસર્પિણી કાળનો મહિમા તેવોજ છે. આજકાલ શ્રાવક વર્ગની અનીતિના ચિન્હો જણાય છે. આપણા નિર્મળ ધર્મમાં ઈર્ષ્યાનું પ્રબળ વધી ગયું છે પ્રત્યેક શ્રાવક વ્યક્તિના ભિન્ન ભિન્ન વિચારો થયા કરે છે. સુધારણાના માર્ગ પર ઘાટ અંધકાર થતું જાય છે. દુરાગ્રહ અને મમતામાં મગ્ન થયેલા કેટલાએક તરુણ અને વૃદ્ધ નાયકો પોતાનું બળ વધારવાને મહામથન કરે છે. તારા પતિ પ્રેમચંદના વિચારો તદ્દન ઉન્નતિને પ્રતિકૂળ છે. કેવળ દુરાગ્રહથી ધર્મચુસ્ત બની ઉન્નતિના માર્ગને અટકાવવાનેજ પ્રેમચંદનો

પ્રયાસ છે. ચંદ્રગચ્છના સંઘમાં તેણે લોક વિરૂદ્ધ અને વ્યવહાર વિરૂદ્ધ કામનો પ્રચાર કરવા આગ્રહ કર્યો છે. વર્ત્તમાનકાળે તેવો આગ્રહ ચાલી શકે તેમ નથી. કેવળ મિથ્યાત્વને આગળ ધરી પ્રવર્ત્તન કરવાનો આ સમય નથી. આ સમય ભ્રાતૃભાવ વધારવાનો અને દેશાભિમાનને પુષ્ટ કરવાનો છે. મિથ્યા ન મિથ્યાત્વ કહી સર્વને તિરસ્કાર કરવાનો આ સમય નથી. શ્રાવક પ્રજા હજુ જોઈએ તેવી વિદ્વાન, કળાકૌશલ્યમાં નિપુણ અને રાજકીય વિષયમાં આગળ પડતી નથી. ઈર્ષ્યા જેવા નઠારા અવગુણે તેને ઘેરી લીધી છે. કોઈ સાર્વજનિક કામ કરવા કે સ્વજ્ઞાતિની ઉન્નતિ કરવા આગળ પડે, તો તેને તોડી પાડવાને ઘણી વ્યક્તિઓ ઉભી થાય છે. કોઈ સ્થાનિક સભા કે વર્ગ સ્થાપિત થાય તો, તેમાં ઘણાઓ પરસ્પર ઈર્ષ્યા ભાવ દર્શાવે છે. એક સભા કે એક વર્ગના અગ્રેસર (મેમ્બર) થયેલ પુરૂષને બીજી સભા કે બીજા વર્ગનો પુરૂષ ઈર્ષ્યાની દૃષ્ટિએ જુએ છે. બીજાએ કરેલા સારા કામને, બીજાઓ નિંદે છે એટલુંજ નહિ, પણ તેને નિરૂપયોગી કરવાનો પ્રયત્ન કરે છે. બીજું તો વિશેષ શું કહેવું? કદિ અજ્ઞાનીજન મોહવશ થઈ તેવી ભુલ કરે, પણ કેટલાએક ધર્મ ગુરૂઓ પણ પક્ષપાત કરવા લાગ્યા છે. ‘અમુક શ્રાવક પોતાનો છે,’ એમ માની જૈન ગુરૂ તેને આશ્રય આપે છે, અને બીજાને પરાભવ કરવાની ઇચ્છા કરે છે. આવી બુદ્ધિ તેમનામાં થવાનું કારણ શ્રાવકોજ છે. કેટલાએક શ્રાવકો અમુક ગુરૂના રાગી થઈ, તે ગુરૂને પક્ષાપક્ષીના વ્હેવારમાં જોડે છે. એટલુંજ નહિ, પણ અમુક જાતનો દુરાગ્રહ કરાવી ગુરૂને વિપરીત માર્ગે દોરે છે. ચારિત્ર જેવા ઉત્તમ ગુણથી અંકિત થયેલા મુનિવર્ગ કેટલેક સ્થળે સંઘના બખેડામાં પડે છે, અને પોતાના ચારિત્રને દૂષિત કરે છે. કોઈ શ્રાવકો ‘ પારકા છોકરાને જતિ કરવા ” એ ન્યાયે કેટલાએક ગૃહસ્થના બાળ કે તરૂણ વયના પુત્રોને છુપા નાખી પોતાના ગુરૂને પ્રસન્ન કરે છે. અને તે નિમિત્તે સંઘમાં મોટો કલહ ઉત્પન્ન કરાવે છે. પ્રિય

વ્હેન વીણા ! હાલનો જમાનો વિચિત્ર છે. તારા પતિ જેવા વિચારના બીજા પણ શ્રાવકો ઘણા થતા જાય છે. તે વિષે હવે અફસોસ કરવાનો નથી. સમયનુ બળ વિપરીત રીતે પ્રવર્ત્તે છે. અવસર્પિણી કાળે પોતાનો પંજો ભારતવર્ષ ઉપર પ્રસાર્યો છે. તેના મહાન્ પંઝામા જૈનપ્રજા સપડાતી જાય છે. તે વિષે જેટલો અફસોસ કરીએ તેટલો થોડો છે. ત થાપિ ધીરજ રાખી કાળના પ્રભાવને ઓળખી આપણે ચેતીને ચાલવાનુ છે. તારા જેવી વિદુષી સ્રીને તે વિષે વધારે શુ કહેવુ ? વ્હેન ! આ વખતે ખરી ધીરજ રાખવાની છે. તારા પતિના હૃદયમા જે કુવિચાર ઉત્પન્ન થયા છે, તે બને તો સુધારના, તેમ કરતા ન બની શકે તો, પછી આપણે આપણુ જે કર્ત્તવ્ય હોય તે પ્રમાણે પ્રવર્ત્તન કરવુ તેજ યોગ્ય છે.

ધર્મચદ્રના આવા વચન સાભળી વીણાના હૃદયને જરા આશ્વાસન મળ્યુ. તથાપિ તેણીના મનમાથી શોકશકુ દૂર થયો નહી, તેણી ધીરેથી ફરીવાર બોલી—વ્હાલા બધુ ધર્મચદ્ર ! તમે કાળનો પ્રભાવ કહ્યો, તે હું જાણુ છુ. પણ કાળનો પ્રભાવ ફરી શકે તેવુ પ્રવર્ત્તન કેમ ન કરવુ ? વર્ત્તમાન કાળે બ્રિટીશ રાજ્ય તરફથી સર્વ જાતની અનુકૂળતા છે. ધાર્મિક અને સાસારિક ઉન્નતિ કરવાના સાધનો ઇગ્લીશ રાજ્યના શીતળ છત્ર નીચે સ્હેલાઇથી મળી શકે તેમ છે. બ્રિટીશ પ્રજાએ રાજકીય અને પ્રજાકીય વિચારોને પુષ્ટિ મળે, તેના સાધનો કરી આપ્યા છે. સર્વ ધર્મની પ્રજાને સર્વ ધર્મ પાળવામા કોઇ જાતની અડચણ આવતી નથી. ગમે તે પ્રજા ગમે તે ધર્મ સુખેથી પાળી શકે છે. આવા સમયમાં શામાટે ઉન્નતિના સાધનો સંપાદન ન કરવા ? આ વખતે મિથ્યાત્વ મિથ્યાત્વ કહી શામાટે દૂર રહેવુ ? શામાટે સર્વમાથી ગુણનુ ગ્રહણ કરી સારગ્રાહી ન થવુ ? આપણી જૈન પ્રજાને ઉન્નતિ મેળવવાનો આ સમય છે. જે બીજી પ્રજાએ સર્વજાતની ઉન્નતિ મેળવવાના

ઉપાયો યોજ્યા છે, તે પ્રજા પાસેથી આપણે ઉન્નતિના માર્ગો શીખવા જેવા હોય, તે શામાટે ન શીખવા? પૂર્વે જૈન પંડિતોએ કાશી જેવા મિથ્યાત્વીના સ્થળમા રહીને પાંડિત્ય મેળવ્યુ હતુ. તેઓએ ગુણ ગ્રહણ કરવાને માટે મિથ્યાત્વનો દોષ પણ ગણ્યો ન હતો.

વ્હાલા ભાઇ, જ્યારે હું સ્મરણ કરું છુ, ત્યારે મને પાછો શોક ઉત્પન્ન થાય છે. તમારે માટે જે નિંદાના વચનો મે સાભળ્યા છે, તે સંભારતા મારા હૃદયમા શલ્યની જેમ દુખ આપે છે કદિ તેને માટે ધૈર્ય રાખીને હું સહન કરવા જાઉ, પણ તે સહન થઈ શકે તેમ નથી. વળી જે મારા પુસ્તકોની અવજ્ઞા કરી છે, તે મને વજ્રઘાતના જેવુ લાગ્યુ છે. સ્ત્રીકેળવણીને અને પતિવ્રતા ધર્મને પુષ્ટિ આપનારા મિથ્યાત્વી પુસ્તકો ઘરમા રાખવા નહી, એ દુર્વાક્ય મને ભારે પીડાકારી થયુ છે. આર્હત ધર્મના રહસ્યને જાણનારા ગ્રથોમા શુ લખ્યુ છે? તેનો જરા પણ વિચાર કરવામા આવ્યો નથી કોઇ પણ જ્ઞાનને કે, તેના સાધનને દૂર કરવા, તે જ્ઞાનની મોટી આશાતના ગણાય છે પ્રિય ભાઈ! આ બધુ કદિ સહન થઈ શકશે, પણ આવો ઠરાવ સઘમા પ્રસાર કરવાનુ મથન કરવામા આવે, એ કેમ બનશે? તે કદિ પણ બનવાનુ નથી, અને જો તેનો આગ્રહ રાખશે, તો મારૂ અપમાન થશે. આવી અનેક જાતની ચિંતાથી મને વિશેષ રૂદન આવ્યુ હતુ વ્હાલા ભાઇ! હવે શુ કરવુ? તે કાઇ સૂજતુ નથી પતિગૃહનો ત્યાગ કરી પિતૃગૃહમા નિવાસ કરવો, તે પણ યોગ્ય નથી તે પતિવ્રતાના ધર્મની વિરૂદ્ધ છે, અને જો પતિગૃહમા રહેવાનુ થાય તો આવા વિપરીત પ્રવર્તનમા કેમ રહેવાય? આવી રીતે હું બન્ને રીતે દુખમા આવી પડી છુ. આના સબધમા તમારા જેવા સુજ્ઞ બધુની સલાહની જરૂર ધારી અહીં આવી છુ હવે મારે કોનુ શરણ લેવુ? તેનો પણ નિશ્ચય થઇ શકતો નથી કદિ હું તમારો આશ્રય લઉં, પતિગૃહનો તદ્દન ત્યાગ

કર, તો તે ૫૫ વિચારવાનું છે. ઉત્તમ સ્ત્રીઓને સર્વદા પિતૃગૃહમા નિવાસ કરવો તે ઘણુ જ અનુચિત છે. પિતાના મેહેલના કરતા સાસરાની ઝુપડી વધારે યોગ્ય છે. કેટલીએક શ્રાવિકાઓ સાસરીઆના દુ:ખથી પિયરમા જઈ નિવાસ કરે છે, તેઓ ખરેખર નિંદાપાત્ર બને છે. પિતૃગૃહના વૈભવને કુલીન વનિતાઓ કદિ પણ માન આપતી નહતી. શ્વસુરગૃહનુ જે સુખ હોય, તેમાજ શ્રાવિકાએ સંતોષ માનવાનો છે. પ્રિય ભાઈ! હવે શી સલાહ આપો છો? તે મને કૃપા કરી જણાવો.

ધર્મચંદ્રે ધીરે સ્વરે કહ્યુ બહેન વીણા! તારા સદ્વિચાર સાભળી મને ઘણોજ સંતોષ થાય છે, તે તારા કર્તવ્યને આજે વખતે સ્મરણ કર્યુ, તેથી મારા હૃદયમા ઘણી અસર થઈ છે. કર્તવ્યને માટે શ્રાવક અને શ્રાવિકાએ સર્વદા સાવધાની રાખવાની છે. આ જનસમૂહ કર્તવ્યને જાણ્યા વિના પોતાના અંતરનો હેતુ જોઈ શકતા નથી. જેથી કરી બાહેર તથા ઉપરથી અજ્ઞાનતાને પ્રભાવે ગમે તેવા અનુમાન કરી, વ્હેમના વમળમા સપડાઈ, ગમે તેવા સ્વરૂપોની કલ્પના ખડી કરે છે. કર્તવ્ય જાણનાર માણસ એ ભયમાથી દૂર રહી તે, રહેવા કર્મમાર્ગ જાણી, તેને શાંતિથી અવકાશ આપે છે, ત્યારે અજ્ઞાનતા, એ કર્મમાર્ગ સાથે જાણે મલ્લ યુદ્ધ કરવા માગતી હોય, એવુ વર્તન ચલાવતી રહે છે. જેથી ભય, બેચેની, અસંતોષ, દીનતા, અસ્થિરતા, ઉચાટ, સંતાપ, આકળાપણુ, મહ્કુચવૃત્તિ, ધાંધલ, આડંબર, અધીરાઈ, અનસ્થા, અવિવેક, ઉચ્છૃંખલપણુ, ઈર્ષા, મત્સર, લોભ, અસૂયા, વ્હેમ, વેર, ક્રોધ, વિવેક હીન, અધમ, નીચ, અને પતન કરનાર તત્વોજ ખીલતી, એમની જવાળામા દીન કે, ભય સહિત દગ્ધ થવા બળ્યાં કરે છે કે, મદાન્મત્ત, અજ્ઞાન, સંશયાત્મ, દુરાગ્રહી, વિતંડાશીળ, કે અંધકારમય રહેતા વ્યવહાર સુખની પરિસીમામાજ લુબ્ધ

હોય છે, અને અતિ કષ્ટમાજ કે સત્ય સ્વરૂપ જાણના પ્રયાસ અવના દર્શન કર્યા વિના સશયામા સ્વરૂપની ગાઢ આક્ષેપ વૃત્તિના અહ ભાવમાજ કે, શુષ્ક બુદ્ધિવાદના વિનડામાજ પુણ્યની વિશાળતાનુ તથા સમ્યક્ નનુ દ્વાર બધ કરતા વિનાશ પામે છે. વ્હાલા ભાઈ ! તેથી મને કર્ત્તવ્ય તરફ વધારે આગ્રહ રહે છે કુલીન શ્રાવિકાનુ કર્ત્ત વ્ય કદિ પણ પતિગૃહનો ત્યાગ કરી પિતૃગૃહમા સતત રહેવાનુ હોયજ નહી. મેં ઘણા પુસ્તકોમા વાચ્યુ છે કે, જે રમણી પોતાના ખરા કર્ત્ત વ્યને જાણે છે, તે શમ, દમ, ક્ષમા, પ્રેમ, શૌર્ય, ધૈર્ય, સતોષ ઐાગ્ય, વિવેક, વિનય, નમ્રતા, સત્ય સ્વરૂપના જ્ઞાનની જિજ્ઞાસા, નિસ્પૃ હતા, સત્ય, સરળતા, શુદ્ધતા, સમાનતા, દૃઢતા, અને દયા, વિગેરે જે માર્ગાનુસારીના ઉચ્ચ તત્વો છે, તેઓને ખીલવી, ભવિષ્યના વિ ચાર, અને ભવિષ્યની બાહ્ય કે, સ્થૂળ આશા રહિત થઈ, અને આનદમય શાતિમા નિભય બની, પોતાના કર્ત્તવ્યને સદા કરી સ્વતત્ર અને નિત્ય આનદના સુખમા તલ્લીન રહે છે કહો, પ્રિય બધુ ! એના શાતિના સુખની ઇચ્છા કોણ નહી કરે ? આનુ હૃદયમા હુ સમજુ છુ, તથાપિ મારા અતરગ શોકને રોકી શકતી નથી એટલુ અધીય એજ સ્ત્રીવેદની ખુબી લાગે છે. સ્ત્રીવેદમા જે પુરૂ ષવેદના કરતા ઉચ્ચ તત્વો ઓછા છે, તેઓ મને સ્વાનુભવથી સારી રીતે જણાઈ આવે છે

પોતાની વિદુષી બ્હેનના આ વિચાર જાણી ધર્મચદને પૂર્ણ આ નદ આવ્યો. તેણે હૃદયમા ઉચ્ચ ભાવનાથી વિચાર્યુ—અહા ! આવી શ્રાવિકાઓ શ્રાવક વર્ગના પ્રત્યેક ગૃહમા ઉત્પન્ન થાય તો, તે વર્ગ ની કેવી ઉન્નતિ થાય? શ્રાવક સસારમા સદ્ગુણી અને સાક્ષર શ્રાવિકાઓ ઘણી થોડી છે. સ્ત્રીકેળવણીના મધુર ફળના સ્વાદથી હજુ શ્રાવક પ્રજા એનશીબ રહી છે. ભારતવર્ષ ઉપર એ સમય ક્યારે આવશે ? કે જેમા

વીણા જેવી અનેક શ્રાવિકાઓ ઉત્પન્ન થઇ શ્રાવક સમાજને દીપાવશે. એ સમય હજુ દૂર છે. શ્રાવક પ્રજામા ઉન્નતિના માર્ગ શોધવાના વિચારો ઉત્પન્ન થયા છે ખરા, પણ તેનો અમલ થઇ શકતો નથી. અવિચારી જ્ઞાતિઓ અને અજ્ઞાનના પડદા હજુ નવા વિચારને આચ્છાદિત કરતા જાય છે. સ્ત્રીકેળવણીની અગત્યતા હજુ ઘણે દરજ્જે સર્વને માન્ય થતી જાય છે, તથાપિ તેના ઉચા પ્રકારના સમારંભ માટે શ્રાવકવર્ગના હૃદયમા અનેક શંકાઓ થયા કરે છે. હે શાસનપતિ દેવતા! હવે શ્રાવકવર્ગનો ઉદય કરો. શ્રાવિકાઓના મનોભૂમિમા કેળવણીના બીજ આરોપિત થાય, એવા સુવિચાર શ્રાવકવર્ગમા ઉત્પન્ન કરો, અને સ્ત્રીકેળવણી રૂપ કલ્પલતાને સિંચન કરી તેના મધુર ફળ જૈન પ્રજાને ચખાડો.

આવો વિચાર કરી ધર્મચંદ્રે વીણાને કહ્યુ, સદ્ગુણી બ્હેન! તારા સુવિચારની શીતલતાના પ્રભાવથી મારામા અદ્ભુત શીતલતા પ્રસરી રહી છે. તારા વિદ્વત્તા ભરેલા વિચારની આગળ મારી સલાહ શા કામની છે? તારૂ હૃદયજ તને સારી સલાહ આપે તેવુ છે કેળવણી પામેલુ હૃદય એક સારા સલાહકારનુ કામ કરે તેમા શુ આશ્ચર્ય? બ્હેન વીણા! હવે ધીરજ રાખી જે કર્ત્તવ્યને માટે ઉચો અભિપ્રાય છે, તે કર્ત્તવ્યમા તારે સાવધાની રાખવી. પ્રથમ બને તેટલો પ્રયાસ કરી પતિને સમજાવી સુધારવાનો માર્ગ લેવો. હૃદયમાથી ઉચા વિચારને દૂર કરવા નહી. હવે શુ કરવુ? શુ સ્વાભિમાનનો ત્યાગ કરવો? શુ પરતંત્ર થઇ ગુલામગિરી સ્વીકારવી? શુ આત્મસત્તા પરહસ્ત કરવી? શુ તેમ કરી દીનમુખે તેમની યાચના કરવી? શુ તેમના પગતળે રગદોળાવવુ? આવા સવાલો ઉત્પન્ન કરવા નહી. એવા સવાલો કરતા સ્વકર્ત્તવ્યતાથી તદ્દન વિમુખ થઇ જવાય છે. કદાપિ વિપરીત વિચાર કરવા નહી. મનમા વિપરીત વિચાર કરી

જીવને ઉગાળવાથી શુ ? જે છે, તેજ નભાવિ લેવુ એમાજ મંતોષ માનવો, અને બને તો સુધારવાના પ્રયત્ન કરવો. એમ કરીને પણ સ્વ કર્ત્તવ્યતા સાચવવી. તે ત્યાગ કરવાની ભાવના કરતા ઘણે દરજ્જે શ્રેષ્ઠ છે. વળી જેની સાથે લગ્નનો સબધ જોડાયો, વિવાહની વિધિ પ્રીતિની યોજના કરી, સ્વામીપદનો અધિકારી કર્યો, તે ગમેતેવો હોય છતા પણ તેનો ત્યાગજ કેમ થાય ? એ કલ્પનાજ કેમ ઉઠવશે ? આવા દરજ્જે પહોંચ્યા પછી એમને છોડી અસિન્ધન કેમ લેવાય ? ત્યાગ કરવાથી શુ હાનિપાન ન થવાય ? જનસમૂહમા એવા અધમ ગણાઇ જીવન ધારણ કરી રાખવુ તેના કરતા તો મરણ એ ઉત્તમ છે.

વ્હાલી બ્હેન ! જો હવે ધીરજ નહીં રાખ, તો આજ સુધી જનસમૂહમા અને શ્રાવિકા વર્ગમા તે જે માન મેળવ્યુ છે, તે તદ્દન વિનાશ થઇ જશે. વર્ત્તમાનકાળના વિદ્વાનો તારામા જે ઉચ્ચ તત્ત્વોનો ઝગઝગતો ઉજ્વળ પ્રકાશ જોઇ શકે છે, તેઓ તારે માટે શો વિચાર કરશે ? લોકો પ્રેમચંદની સાથે તારી સરખામણી કરતા જુદોજ વિચાર બાંધે છે તેઓ કહે છે કે, પ્રેમચંદ દુરાચારી છે, શ્રાવકના ગુણથી રહિત છે, તેની અક્કલ ગુમ થઈ ગઇ છે, તેની જ્ઞાનદિપિકા નાશ પામી ગઈ છે, અંધકાર આવરણે તેને ઘેરી લીધો છે, અને તે શ્રાવકને ન છાજે તેવા અધમ આચારમા પ્રવૃત્ત થયો છે આવો વિચાર બાંધી શુદ્ધ શ્રાવકો તેનો સબધ તોડવા ઉત્સુક થયા અલ્પ સમયમા તેના વર્ત્તનની શિક્ષા તેને પ્રાપ્ત થશે, અને નબળ તારા જેવી સાધ્વી અને વિદુષી સ્ત્રીની સલાહ લેવાને તેને પશ્ચાત્તાપ સાથે આવવુ પડશે બ્હેન વીજા ! જો શ્રાવિકા ધર્મને તે સાચવ્યો હશે, અને આવા સમયમા પણ શ્રાવિકાનુ કર્ત્તવ્યના રૂપ ધૈર્ય તે ધરી રાખ્યુ હશે, તો પ્રેમચંદ પશ્ચાત્તાપની સાથે પાછો સુધારણાના માર્ગમા આવશે. સ્વકર્ત્તવ્યતા એ ખરેખર મહાન છે. એ મહત્વ

સત્ત્વનાનો અંશ છે. જ્યાં ઉન્નતિના મહાતત્વોની ભાવના હોય, ત્યાં અવનતિના તત્વો આવી શકતાજ નથી. અજ્ઞાન દૃષ્ટિ જય જુએ છે, પણ પરિણામે જય નથી. પરિણામે પગભ્રષ્ટ પામી, તેને પશ્ચાત્તાપ કરવાનો વખત આવે છે. બ્હેન વીણા ! તારે બરાબર ધૈર્ય રાખવું, તારી મનોવૃત્તિમાં સ્ત્રીકેળવણીએ વાસ કરેલો છે.

શ્રાવક સંસારમાં નિશ્ચય અને વ્યવહારથી જે શુદ્ધ માર્ગ ગણાય છે, તે માર્ગને અનુસારેજ તારૂં ગમન છે. તારી પ્રેમસ્વરૂપની ભાવના કદિ પણ હીન થઇ નથી, અને થવાની નથી. પતિ પત્ની અને મિત્ર—એ પ્રેમ સ્વરૂપની ત્રિપુટી છે. એ ત્રિપુટી જો સમાનધર્મી સમાનસ્વભાવી અને સમાનકર્ત્તવ્યવાળી હોય તો, તેને ધારણ કરનારની વૃત્તિને આનંદમય કરી ઐક્યતાની સંપૂર્ણ શ્રદ્ધા અને દૃઢતાથી એ આનંદને બળે વિયોગી છતાં કર્ત્તવ્યની ઉચ્ચ લાગણીથી ધૈર્ય અને સંતોષમાં રમાવી રાખે છે. વ્હાલી બેન ! હવે તારા જેવી વિદુષી વનિતાને વધારે શું કહેવું ? તું સર્વ રીતે સુજ્ઞ અને દીર્ઘવિચાર કરનારી છું. છેવટે તારો વિજય છે. જૈન શાસનના દેવતા તને સંપૂર્ણ સહાય કરશે.

ધર્મચંદ્રના આ વચન સાંભળી વીણાને પૂર્ણ આશ્વાસન મળ્યું. તેના હૃદયમાં જે શોકરૂપ અંધકાર છવાયું હતું, તે દૂર થઇ ગયું. આસ્તિક ધર્મના અંકુર અને શ્રાવિકાગુણ જે તેણીનામાં રહેલા હતા, તે બાહેર ઉગી નીકળ્યા. તત્કાળ તેણે દૃઢતાથી મનમાં નિશ્ચય કર્યો કે, ' જે થવાનું હોય તે થાય, પણ સ્વકર્ત્તવ્યથી વિમુખ થવું નહીં. મારા પતિ પ્રેમચંદ્રના કુવિચારને સુધારવાનો પ્રયાસ કરવો. કોઇ પણ ઉપાયથી તેને વ્યવહારના ઉત્તમ માર્ગ આ લાવવો. અને તેની વિપરીત શ્રદ્ધાને શિથિલ કરી નાખવી." આવું વિચારી વીણાએ ધર્મચંદ્રને કહ્યું, ભાઈ ! ચિંતા કરશો નહીં, તમે આપેલી સલાહ અને અનુકૂળ

લાગે છે. જો વિપરીત વિચારને તેમણે અધના પ્રવર્તાવવા પ્રયત્ન કર્યા છે, તેને માટે સાવધાન રહી મને સૂચના આપજો. અને સત્યનો જય થશે. આ વાર્તા આપણા માણસોને કે બાઈ કમીનાદને જણાવશો નહી, જો તેઓ જાણશે તો તેમને ખેદ થશે. હું હવે ચંદનનગર તરફ પાછી જાતુ છુ

## પ્રકરણ ૪ થું

### જૈન શ્રેય સાધક વર્ગ.

ચંદનગરમા જૈન કોમની વસ્તી ઘણી હતી. એ નગર ઉપર બ્રિટીશ રાજ્યની સત્તા હતી, રાજ્યનો વિસ્તાર મોટો હતો, તેથી તેની ઉપર એક દેશી કલેક્ટરની નીમણુક થયેલી હતી કલેક્ટરના હોદ્દા ઉપર પ્રથમ ઇંગ્રેજ અધિકારીઓ નીમાતા હતા, પણ આ વાર્તાના પ્રસંગે ત્યા એક દેશી ગૃહસ્થની નીમણુક થઇ હતી. તે જાતે મહારાષ્ટ્ર જાતીનો દક્ષિણી હતો, તેનુ નામ વામનરાવ હતુ, તે સ્વભાવે સુશીલ, ન્યાયી, પ્રમાણિક અને વિદ્વાન્ હતો એની નીમણુક થયા પછી ચંદનગરમા સાર્વજનિક સુધારા થ વા હતા લોકોને યથાર્થ ન્યાય મળતો હતો, આથી ચંદનગરમા વામનરાવની પ્રશંસા સારી થતી હતી.

શ્રાવકની મોટી વસ્તીવાળા આ નગરમા આધુનિક કેળવણી અને ધાર્મિક કેળવણી લઇ વિદ્વાન્ થયેલા કેટલાએક તરુણ શ્રાવકોએ મળી, જૈન શ્રેય સાધક વર્ગ નામે એક મંડળ સ્થાપ્યુ હતુ. તેમા કેટ

લાએક તરફ શ્રાવકો અને પછીથી મોટી વયના શ્રાવકો મેમ્બર તરીકે દાખલ થયા હતા. તે વર્ગના પ્રમુખ તરીકે ધર્મચંદને પસંદ કરવામા આવ્યો હતો. તે વર્ગનો ઉદ્દેશ જૈન કોમની ધાર્મિક અને સાંસારિક ઉન્નતિ કરવાનો હતો. દર આઠ દિવસે તે વર્ગ એકત્ર થતો, અને તેમા ધાર્મિક તથા સાંસારિક વિષયોનુ વિવેચન ચાલતુ હતુ. તેના સેક્રેટરી તરીકે સોમચંદ્ર નામના એક જૈન ગ્રેજ્યુએટને પસંદ કરવામા આવ્યો હતો. સોમચંદ્ર સાધારણ સ્થિતિનો માણસ હતો, તથાપિ તેનામા ધર્મ સબંધી ઉત્સાહ સારો હતો. પોતે ગ્રેજ્યુએટ થયા પછી કોઈ નોકરીમા સામેલ થયો નહોતો, તેનો વિચાર વ્યાપારને માર્ગે અનુસરવાનો હતો. તે હમેશા નોકરીને નાપસંદ કરતો હતો.

ચંદનગરમા શ્રાવક કોમની અંદર જેમ કેટલોક ભાગ કેળવાયેલો હતો, તેમ કેટલોક ભાગ બીનકેળવાયેલો પણ હતો. આથી કરીને બનેની વચ્ચે સ્પર્ધાદોષ ઉત્પન્ન થયો હતો. ધર્મચંદના વિચાર કેવળ આજના સુધારાને મળતા નહતા, તે પ્રાચીન આર્યનીતિ અને રીતિને અનુસરી સુધારો કરવાની તરફેણમા હતો. આજકાલના પ્રવર્ત્તતા કેવળ શુષ્ક સુધારાને તે ધિક્કારતો હતો. દેશની અને કોમની ઉન્નતિને માટે જે સુધારાના માર્ગ લેવા જોઈએ, તેને તે માન આપતો, અને તે વિષે જૈન શ્રેય સાધક વર્ગમા ભાષણદ્વારા વિવેચન ચલાવતો હતો.

જૈન શ્રેય.સાધક વર્ગમા સુમારે પચાશ મેમ્બરોની સંખ્યા હતી, વર્ગની ઓફીસ જૈન વસ્તીના રાજમાર્ગ ઉપર રાખવામાઆવી હતી. એ વર્ગમા બરાબર નિયમસર કામકાજ થતુ હતુ. પ્રમુખ અને સેક્રેટરીએ પૂરતુ ધ્યાન આપી, વર્ગના કાર્યમા સારો પ્રકાશ પાડયો હતો. વર્ગમા દાખલ થનારા મેમ્બરો નિયમિત રીતે હાજરી આપતા હતા, અને તન, મન, અને ધનથી વર્ગની ઉન્નતિ કરવાનો મહાન્ પ્ર

યાસ કરતા હતા. થોડી મુદતમા તો એ વર્ગ સારી સ્થિતિમા આવી ગયો, અને તેમા થતા કામકાજની પ્રશંસા લોકોમા પ્રવર્ત્તી રહી હતી વર્ગના દરેક મેમ્બરોના વિચારો ઉદાર હતા. તેમનામા સકુચિતવૃત્તિ નહુતી. જૈન કોમની હરકોઈ પ્રકારે ઉન્નતિ થાય, એવા તેમના વિશાળ વિચાર હતા. ગમે તે જૈન કોમ તરફથી સભા, વર્ગ, કે મડળ ઉભુ થાય, તેને તન, મન, અને ધનથી સહાય કરવી, એ તેમનો મુખ્ય ઉદ્દેશ હતો. પોતાના જેવા અથવા તેથી ઉચા કાર્યો બીજા કરે તે જોઈ, તે વર્ગના આશ્રિનો ખુશીથતા હતા, કોઈ જાતનો દુરાગ્રહ, કે મમત્વ તેમનામા બીલકુલ હતા નહો.

આ વર્ગને અંગે એક " આનદ કલ્યાણ " એ નામનુ માસિક થોડા વખત થયા બાહેર પડતુ હતુ. માસિકમા ઉત્તમ પ્રકારના ધાર્મિક, અને સાસારિક એવા જૈન ધર્મના લેખો લખાતા હતા. દરેક લેખ વચવા લાયક, અને મનન કરવા લાયક હતા દરેક જમાના જમાનાના કેંદ્ર બિંદુમા કાળક્રમે તફાવત પડતો હોવાથી, જમાના જમાનામા વપરાતા તેના તેજ શબ્દો વાચકવર્ગ ને કેવા અસર કરી શકે, એ વિચાર લાવીને લેખનો ક્રમ રાખ્યો હતો. તે લેખો જૈન વર્ગમા સારો પ્રકાશ પાડતા હતા. જન સ્વભાવ, અને શ્રાવકોના સદાચારને માટે ઘણી રસિક ભાષામા વિવેચન થતુ હતુ. આવા અનેક જાતના લેખના ગુણોને લઇ, આનદ કલ્યાણ માસિક ભારતવર્ષના ઘણા ભાગમા પ્રખ્યાતિ પામ્યુ હતુ, અને તેથી તેનો વિરોધ ફેલાવો થઈ ગયો હતો. કેટલાએક વિદ્વત્તા ભરેલા લેખોથી જૈન કોમમા સારી અસર થતી હતી. માસિકના પૃષ્ઠ ભાગ ઉપર તેના અભિનદનના અને ઉત્તમ અભિપ્રાયના ઉદ્ગારો સખ્યાબધ પ્રગટ થતા હતા

આ શિવાય બીજા જેન ધર્મને લગતા પુસ્તકો પ્રગટ કરવામા પણ એ વર્ગે સારો પ્રયાસ આદર્યો હતો. પ્રાચીન આચાર્યોના ચરિ

ા સંસ્કૃત તથા માગધી ગ્રંથોના ભાષાંતરો પણ પ્રગટ કરવાનું મહા-
ાન્ત કામ પણ તેમણે ઉપાડયું હતું. સંખ્યાબંધ ગ્રંથો પ્રગટ કરવાની
ત્તમ ધારણા તેમણે ધારણ કરી હતી. આના આવા બીજા અનેક કા
પણ ઊંચી પદ્ધતિ ઉપર કરવાને તેમણે હાથ ધર્યા હતા. એકંદર જો-
ા ચંદનગરનો શ્રેય સાધક વર્ગ તે વખતે ભારતવર્ષની આખી જૈન
ામની ઉન્નતિના માર્ગને નોંધના, અગ્રેસર થઈ મથન કરતો હતો.
લ્પ સમયમાં તો એ વર્ગની, અને તેને અંગે તેના પ્રમુખ, સેક્રેટરી
ાને બીજા મેમ્બરોની પણ ઘણી સારી ખ્યાતિ થઈ. આથી વિદેશમાં
ી ઘણા જૈન ગૃહસ્થો તેમાં મેમ્બર થવાને ઉત્સુક થઈ ગયા હતા. ઘ
ા જૈન ધનાઢ્ય ગૃહસ્થો માગણી કર્યા વગર તે વર્ગને સારો આશ્રય
ાપના પત્રદ્વારા સૂચવતા હતા.

આ પ્રમાણે તે વર્ગની ઉન્નતિ જોઇ ચંદનગરની જૈન પ્રજામાં જે
ીનકેળવાયેલો વર્ગ હતો, તે તેની સર્વ પ્રકારે ઈર્ષ્યા કરતો હતો.
ી રીતે વર્ગની અવનતિ થાય? એના અધમ ઉપાયો યોજવાની
ધારણા રાખતો હતો. વર્ગની તરફથી જે કાંઇ જૈન કોમની ઉન્ન
ાના કાર્યો થાય, તેને સર્વ રીતે નિંદવાને તેમના તરફથી તેવી અધમ
ાગીરીઓ થતી હતી. ધર્મદ્વેષી દુર્જનો ઈર્ષ્યાથી દગ્ધ થઈ ગમે તેવા
પાયો યોજે, ગમે તેવી નિંદાઓથી તેને કલંકિત કરવાની યોજનાઓ
ેલી કરે, અને ગમે તેમ વિતંડાવાદ કરી તેની સામે અપવાદ મુકે,
ાથાપિ જેઓ પ્રમાણિકતાથી આત્મભોગ આપી સાર્વજનિક કે સ્વ
ાર્મિક કાર્યો કરવા આગળ પડે છે, તેઓને કદિપણ તેવાઓથી અ-
ાગય થઈ શકતો નથી. તેવા વીરનરોએ જે ઇરાદાથી મકાનરૂપ શ
ીન સ્થાપ્યું છે, તેનો પ્રતિદિન વિજય થતો જાય છે. તેવી ઉમદી વા-
ણીથી જે કાંઇ લેખ લખાય છે, તેની અંદર જનસમૂહને આકર્ષવાની
ાક્તિ સ્વત ઉત્પન્ન થાય છે. શુદ્ધ હૃદયનાળા અને શુદ્ધ હૃદયથી પ્ર

ત્રો સંસ્કૃત તથા માગધી ગ્રંથોના ભાષાંતરો પણ પ્રગટ કરવાનું મહાભારત કામ પણ તેમણે ઉપાડયું હતું સંખ્યાબંધ ગ્રંથો પ્રગટ કરવાની ઉત્તમ ગોઠવણ તેમણેવાળ્યું કરી હતી. આના આના બીજા અનેક કામ પણ ઉંચી પદ્ધતિ ઉપર કરવાને તેમણે હાથ ધર્યા હતા. એકંદર જોતા ચંદનગરનો શ્રેય સાધ- વર્ગ તે વખતે ભારતવર્ષની આખી જૈન કોમની ઉન્નતિના માર્ગને ગોતવા, અગ્રેસર થઇ મથન કરતો હતો. અલ્પ સમયમાં તો એ વર્ગની, અને તેને અંગે તેના પ્રમુખ, સેક્રેટરી અને બીજા મેમ્બરોની પણ ઘણી સારી ખ્યાતિ થઇ. આથી વિદેશમાંથી ઘણા જૈન ગૃહસ્થો તેમાં મેમ્બર થવાને ઉત્સુક થઇ ગયા હતા. ઘણા જૈન ધનાઢય ગૃહસ્થો માગણી કર્યા વગર તે વર્ગને સારો આશ્રય આપવા પત્રદ્વારા સૂચવતા હતા.

આ પ્રમાણે તે વર્ગની ઉન્નતિ જોઇ ચંદ્રનગરની જૈન પ્રજામાં જે બીનકેળવાયેલો વર્ગ હતો, તે તેની સર્વ પ્રકારે ઈર્ષ્યા કરતો હતો. કેની રીતે વર્ગની અવનતિ થાય? એના અધમ ઉપાયો યોજવાની તે ધારણા રાખતો હતો. વર્ગની તરફથી જે કાંઈ જૈન કોમની ઉન્નતિના કાર્યો થાય, તેને સર્વ રીતે નિંદવાને તેમના તરફથી તેવી અધમ કોશીશો થતી હતી. ધર્મદ્વેષી દુર્જનો ઈર્ષ્યાથી દગ્ધ થઇ ગમે તેના ઉપાયો યોજે, ગમે તેની નિંદાઓથી તેને કલંકિત કરવાની યોજનાઓ ઉભી કરે, અને ગમે તેમ નિતકાનાર કરી તેની સામે અપવાદ મુકે, તથાપિ જેઓ પ્રમાણિકતાથી આત્મભોગ આપી સાર્વજનિક કે ધાર્મિક કાર્યો કરવા આગળ પડે છે, તેઓને કદિપણ તેનાઓથી અંતરાય થઇ શક્તો નથી. તેના વીરનરોએ જે ઇંગદાથી મડળરૂપ શરીર સ્થાપ્યું છે, તેનો પ્રતિદિન વિજય થતો જાય છે. તેવી ઉમદી ધારણાથી જે કાંઇ લેખ લખાય છે, તેની અંદર જનસમૂહને આકર્ષવાની શક્તિ સતત ઉત્પન્ન થાય છે. શુદ્ધ હૃદયવાળા અને શુદ્ધ હૃદયથી પ્ર

વૃત્તિ કરનારાઓના વિચારો તથા લેખો પોતાના વિચારની પ્રૌઢના બનાવી જનસમૂહના હૃદય૫ર પોતાની પ્રતિભાની છાપ પાડી શકે છે. એના લેખોની અસર નાયકવર્ગના હૃદયપર રહી ઉગજો મારી ઉચ્ચતર ગતિ કરાવતી રહે છે એવાજ લેખો ઉત્તમ ગણાઈ ચિરસ્થાયી રહ્યા છે. જૈન શાસ્ત્રવર્ગના એવા લેખ ભાન્નરૂપમા પ્રનસાપાત્ર થયા છે તેમણે પવિત્ર તત્ત્વોના બોધથી જનસમૂહની વૃત્તિઓને નવો રંગ આપી ધાર્મિક બનાવી છે. મહાવીરના સમય પછી જે જે પ્રવીણ આચાર્યો થયા, તેમણે લેખના રહસ્યમાજ પોતાનુ પાંડિત્ય દર્શાવી જૈન વર્ગની ધાર્મિક ઉન્નતિ સાધી છે.

આ પ્રમાણે જૈન શ્રેય સાધક વર્ગની ઉન્નતિને અવનતિ રૂપે કરના પ્રયાસ કરનારાઓને અવશ્ય પરાભવ થનો હતો. એ મહાન્ કાર્યમા ધર્મચદ્ર આત્મભોગ આપવા તૈયાર થયો હતો. વર્ગ તરફની તેની એક નિષ્ઠાથી ચદ્રનગરના શ્રાવકો તેને બહુ માન આપતા અને તેના કાર્યની અતિશ સ્તુતિ કરતા હતા. આથી કરીને બીજો પક્ષ વર્ગ ઉપર ઇર્ષા ધારણ કરતો હતો. આઇ ર્ષા કરનાર બીજા પક્ષમા પ્રેમચદ્ર મુખ્ય હતો. તેના હૃદયમા તે વર્ગનો અધઃપાત કરનાના કુવિચાર આવતા હતા. ધર્મચદ્ર પોતાનો સબધી છે, તે નહીં ગણી તે તેને પરાભવ કરવાને મહાન્ પ્રયાસ કરતો હતો. પ્રેમચદ્રને અનુસરનાર બીજા કેટલાક કુટિલ હૃદયના પુરૂષો પણ તે વિષે ખરાબ વિચાર લાવતા હતા

એક વખતે જિનાલયમા મોટા ઉત્સવ પ્રસગે એકઠા થયેલા સઘમા પ્રેમચદ્રે ખુલ્લી રીતે જૈન શ્રેય સાધક વર્ગની નિંદા કરી હતી તે પ્રસગે તેણે જણાવ્યુ કે, "આપણા શ્રાવકો અમુક મડળ બાધી ધર્મ અને સુધારાની વાતો કરે છે તે તદ્દન આપણા ધર્મની વિરૂદ્ધ છે અને એમ કરવાથી મિથ્યાત્વ વધે છે પૂર્વકાળે કોઈએ એવા મડળો કર્યા

ન હતા. માસિક પત્ર અને બીજા પુસ્તકો છપાવવાથી જ્ઞાનની આશાતના થાય છે, છાપખાનાના યંત્રમાં અનેક જીવની હિંસા રહેલી છે, તેથી શ્રાવક થઈને એના કામમાં જોડાવું, તે પાપનું કામ છે."

પ્રેમચંદના આવા વિચાર સાંભળી, કેટલાએક તરુણ અને વૃદ્ધ શ્રાવકો તેની વિરુદ્ધ થઈ ગયા હતા. કોઈએ તો તેજ વખતે પ્રેમચંદને આક્ષેપ કરી, તેનો આવો કુવિચાર કેવળ નકામો છે એમ જણાવ્યું હતું, કોઈ તેની દાક્ષિણ્યતાથી કાંઈ પણ કહ્યા વગર તેની નિંદા કરતા ચાલી નીકળ્યા હતા, કોઈ વિદ્વાન્ અને જમાનાને માન આપનાર પુરૂષે પોતાના મિત્રોને તેજ વખતે જણાવ્યું કે, "અહા! કેવા નઠારા વિચાર! સંઘના આગેવાન પુરૂષો આવા વિચાર ધરાવે તો, પછી જૈનોની ધાર્મિક અને સામાજિક ઉન્નતિ શી રીતે થાય? જ્યાંસુધી આવા અધમ વિચારના પુરૂષો વિદ્યમાન છે, ત્યાં સુધી ભારતની જૈન પ્રજાનો ઉદય અંધકારમાં છે. આવા નાયકો દુરાગ્રહરૂપ અંધકારમાં મગ્ન થઈ, જૈન પ્રજાને અંધકારમાં નાખે છે. શંકા, વ્હેમ, ક્રોધ, આડંબર, ઈર્ષ્યા, અને અજ્ઞાનની નજરે જોનારા સંઘપતિઓ શ્રાવકસમૂહને ક્ષણે ક્ષણે અંતરાય કર્યા કરે છે. તેઓમાં સ્વાર્થ વૃત્તિથી સત્તાને હાથમાં રાખવાની હીન, એકલપેટી, અને અધમ યોજના રહેલી હોય છે. તેમના હૃદયમાં હમેશાં ઈર્ષ્યાના ઉભરા આવેશથી પૂરપૂર પૂરરૂપે વહે છે. આડંબર, પાખંડ, અહંભાવના, કુળમદ, ગર્વ, કઠોરતા, તિરસ્કાર, અને દંભ એ અવગુણોથી તેઓ ઘેરાએલા રહે છે. આવા પુરૂષો સંઘપતિની પદવી ઉપર આરૂઢ થાય, તો પછી ઉદયની આશા કયાંથી હોય? આવો ઉત્તમ સમય કે, જેમાં સર્વ પ્રકારના ઉદયના સાધનો મેળવી શકાય તેમ છે, તેને સમયે આવી રીતે અંતરાય કરનારા અગ્રેસરો ઉભા થાય, એ કેવું અશુભ ચિન્હ? ઈર્ષ્યા દોષે જૈન કોમને ઘેરી છે, તેમાંથી મુક્ત થવાનો સમય હવે કયારે આવશે? જુઓ જુઓ

ભ્માએલ હોય છે, તેને પણ તેઓ પાપની લાલચ સમજી પોતાને તેનાથી ન ચિત રાખે છે. ”

આટલો પેરીગ્રાફ વાંચી, તે કિશોર શ્રાવકકુમાર વિચારમા પ ડયો આગળ વધારે વાચવાની ઇચ્છા હતી, પણ આ મનન કરવા યોગ્ય વિષય ઉપર દીર્ઘવિચાર કરવાને તેણે તે પુસ્તક બંધ કર્યું, અને વેત્રાસન ઉપર બેસી ઉર્ધ્વ દૃષ્ટિ રાખી, તે લાંબો વિચાર કરવા બેઠો

વાંચનાર! તને આ કિશોરની ઓળખાણ કરાવવી જોઇએ. જ્યાં સુધી તે બાળ પંડિતનુ અભિજ્ઞાન થશે નહીં, ત્યાંસુધી તારા મનમાં સકલ્પ વિકલ્પની માળા થયા કરશે

એ કિશોરવયનો કુમાર તે આપણી વાર્તાનો ઉપનાયક છે તેનુ નામ વિવેકચદ્ર છે પૂર્વના પ્રકરણમાં તેને માટે લખાયેલુ છે ચંદ્ર નગરના પ્રખ્યાત નગ પુરૂષોત્તમ શેઠનો પુત્ર છે તેનુ વય, જ્ઞાન અને બીજા ગુણોને માટે વિવેચન આગળ કરવામા આવ્યુ છે

મનુષ્યના મનની પ્રબળતાનો વિષય વાચી વિવેકચદ્ર વિચારમાં પડ્યો, અહા! કેવો સુન્દર વિષય! આ વિષયના લેખકને સહસ્રવાર ધન્યવાદ છે તેણે પોતાની બુદ્ધિના બળથી મનનુ સુંદર સ્વરૂપ કેવુ વર્ણવ્યુ છે? આવા મનોગ તને કયી મનુષ્ય વશ કરી શકે તેમ છે? આ વિષયે મારી મનોવૃત્તિ ઉપર અપાર અસર કરી છે મારા આર્ય બંધુઓ જો આ વિષય વાચી તેનુ મનન કરે, અને તેના મનનથી પોતાના જીવનને સુધારવા યત્ન કરે, તો ખરેખર પોતાનો, પોતાની કોમનો અને દેશનો ઉદ્ધાર કરી શકે મનની પ્રબળતા સાધ્ય કર્યા વિના સર્વત્ર પ્રસાર કરવાની ગુણી નથી પણ પોતાના પ્રયાસનુ ફળ મેળવી શકતા નથી મનુષ્યનુ મન પરીક્ષા કરીને એવાની નાસ્તિ એ વિષયમા લેઇને તો, આ દુનિયામા ઘણી વિપત્તિનો બોજો ઓછો થાય મનનો નિગ્રહથી પૃથ્વીમાં અનેક વિપત્તિઓ સર્વદા માણસને પ્રાપ્ત છે.—

ગા લાભ મેળવી શકે? ધર્મના લાભને બ લે તે ઉલટી ધર્મની હાનિ કરે છે.

મેના—વિદ્યા બ્હેન! તમારૂ કહેવુ યથાર્થ છે. કેટલાએક ધર્મને નામે અધર્મ થવાનુ આપણી કોમમા ચાલે છે. અસ્તુ, હવે ઉપાશ્રય મા તો એમ બનતુ હશે, પણ દહેરે જવામા શી હાનિ છે?

વિદ્યા—મેના બ્હેન! દહેરે જવામા હાનિ તો નથી, પણ જોઈએ તેવો લાભ તો નથીજ, કારણ કે, આપણા લોકો આશાતનાના સ્વરૂ પને બરાબર સમજતા નથી, અને સદાચારને સેવનારા નથી, તેવી દ હેરાની અંદર તેમના તરફથી અનેક જાતની આશાતનાઓ થયા કરે છે, તેમા ખાસ કરીને આપણી શ્રાવિકાઓ વધારે આશાતના કરે છે. પ્રાત કાળે શય્યામાથી ઉઠી બરાબર શૌચ વિધિ કર્યા વિનાની અપવિત્ર શ્રાવિકાઓ દહેરે જવા નાકળે છે આખી રાત પતિ ગૃહમા વસનારી, અને બાળકોની અશુચિથી અપવિત્ર થયેલી કેટલીએક શ્રાવિકા માત્ર બાહ્ય શૃગાર ધારણ કરી દહેરે ઉપાશ્રયે દોડી જાય, એ કેવો અધર્મ છે? સ્નાનાદિ ક્રિયા વગર ચૈત્ય ગૃહમા દાખલ થવુ, એ ખરેખરી આ શાતના છે, આવી ધર્મને બદલે અધર્મને ઉત્પન્ન કરનારી સેકડો શ્રા વિકાઓ ચૈત્યમા અનેક પ્રકારની આશાતનાઓ કરનારી છે, અને પા પને વધારનારી છે

મેના—વિદ્યા બ્હેન! એ વાત ખરી છે, અને તે વાતનો મને અ નુભવ પણ છે, તેમા મોટો સુધારો થવાની જરૂર છે, પણ વરઘોડામા અને ધી બોલી પુણ્યનો લાભ મેળવવામા શી હાનિ છે? તે મને સમ જાવો, કારણકે, એ વાત તો મને નિર્દોષ લાગે છે.

વિદ્યા—મેના બ્હેન! તેમા પણ કેટલાએક દોષ રહેલા છે. ધર્મ ના વરઘોડા ચલાવી ઉદ્યોત કરવો, એ ધર્મને વધારનારો છે, એ વાત ખરી છે, પણ તેની સાથે શ્રાવકો પોતાના બીજા કર્ત્તવ્યને ભુલી જાય

છે, તેથી શ્રાવક કોમની ઉન્નતિનો માર્ગ પ્રતિહત થઇ જાય છે, બ્હેન ! આપણા જૈનધર્મમા સાત ક્ષેત્રમા દ્રવ્ય ખર્ચવાને કહેલુ છે. કાઇ એ કજ ક્ષેત્રમા ખર્ચવાને કહ્યુ નથી. સાધર્મિવાત્સલ્ય એટલે શ્રાવક તથા શ્રાવિકાને સહાય કરવાનુ પણ તેમા આવે છે, અને તેને મુખ્ય રીતે ગણેલુ છે, તે વાત ભુલી જઇ કેવળ રજોગુણ ભરેલા વરઘોડામાજ ઉલટથી દ્રવ્ય ખર્ચવાને અને તેમા વાહવાહ કહેવરાવવાને, મુખ્ય ગણી બીજા કર્ત્તવ્યને વિસારી દેવામાં આવે છે, એજ ઘણી દૂષિત વાર્ત્તા છે

પ્રથમ તો પોતાના સાધર્મિ બધુઓ કેવી સ્થિતિમા છે, અને તેઓના બાળકો કેવી રીતે કેળવણી લે છે? એ વાતની તપાસ કરવાની જરૂર છે, તે પછી શ્રાવકોનો સસાર કેવો સુખી છે? શ્રાવકોના બાળકો અને બાળાઓને કેવી કેળવણી મળે છે? શ્રાવક કોમમા હાનિકારક રીવાજો કેવા છે? એ બાબત પૂરતુ લક્ષ આપ્યા વગર શ્રીમતો મોટા વરઘોડા ચડાવી ધર્મનો ઉદ્યોગ કરે છે, તે ધર્મની ઘેલછાજ કહેવાય. બીજુ શુ? તે વિષે એક કકણપુરની વાર્ત્તા જાણવા જેવી છે.

મેના—વિદ્યા બ્હેન ! તે વાર્ત્તા કહો અને તમે તે વાર્ત્તા કયાથી જાણી હતી?

વિદ્યા—મેના બ્હેન ! મારા ઘરમા બધા માણસો ધર્મચુસ્ત છે પણ તેઓ બધા સસાર સુધારાની વાતને આગળ ધરનારા છે, તેમા ખાસ કરીને મારો ભાઇ ધર્મચદ્રધર્મ અને સસાર બનેનો હીમાયતી છે. હુ બાળપણથીજ એ ધર્મિક કુટુબમા ઉછરી છુ, મારા હૃદયમા જે ધર્મને નામે અધર્મ ચાલે છે, તે ઉપર મને ઘણો તિરસ્કાર છે. મને ધર્મ ઉપર પૂર્ણ આસ્થા છે, પણ વર્ત્તમાનકાળની ધર્મની પ્રવૃત્તિ ઉપર કેટલોએક તિરસ્કાર પણ છે અને તેથી કરીને મારા મનમા વર્ત્તમાનકાળના શ્રાવક ધર્મ ઉપર અભાવ આવી ગયો છે. એક વખતે અમે બધા ધર્મ ટહલમા એકઠા થઇ બેઠા હતા, તેવામા જૈન ધર્મના એક

માસિકમા છપાએલી કકણપુરની હકીકત મારા જ્યેષ્ટ બધુ ધર્મચદ્રે વાચી સભળાવી હતી, જે મે ધ્યાન દઇને સાભળી હતી.

વિદ્યા—મેના બહેન! જૈન માસિક પત્રમા નીચેપ્રમાણે કકણપુરની ખબર આપવામા આવી હતી. જેની ઉપર નીચે પ્રમાણે ટે ટીકા કરેલુ હતુ.

### ધર્મના ઉદ્યોતમા અધકાર

સૌરાષ્ટ્ર દેશમા આવેલા કકણપુરમા કર્મવિજય નામે એકમુનિ આવેલા છે. તેઓ એક પ્રખ્યાત સઘાડાના સાધુ છે તેમનો ઉપદેશ સાભળી ત્યાના ભાવિક શ્રાવકોએ તેમને વિનતિ કરીકે, મહારાજ! આપ કૃપાકરી આ શહેરમા ચોમાસુ કરો. જ્યારે તેમણે બહુ આગ્રહ કર્યો, ત્યારે મુનિએ કહ્યુ કે જો મારા કહેવા પ્રમાણે કબુલ કરો તો, હુ તમારા ગામમા ચાતુર્માસ કરુ સઘે નમ્રતાથી જણાવ્યુ કે, આપ શુ કહેવા વાળો છો? તે કૃપા કરી જણાવો તે ઉપરથી મુનિએ નીચે પ્રમાણે શરતો કરી

૧ અમારે માટે ૬ માસ સુધી એક બ્રાહ્મણ શાસ્ત્રી સારો પગાર આપી રાખવો પડશે

૨ અમારે જે પુસ્તક લખાવવુ હોય તે લખાવી આપવુ પડશે.

૩ પયુષણ પર્વ ઉપર અઠ્ઠાઈ ઉત્સવ કરવો પડશે

૪ કોઈપણ ગૃહસ્થ શ્રાવકનો છોકરો અમારો શિષ્ય થવા આવે તો, તેની દીક્ષાનો મહોત્સવ કરવો પડશે.

આ પ્રમાણે ચાર શરતો મુનિના મુખથી સાભળી કકણપુરના સઘપતિઓ વિચારમા પડ્યા. ક્ષણવાર થઈ એટલે સાધુએ કહ્યુ, શેઠીઆઓ! શો વિચાર કરો છો? જો અમને ચોમાસામા રોકવા હોય તો તે ચાર શરતો કબુલ કરો

તેઓમાથી એક જણ બોલ્યો—સાહેબ! આપની શરતો કબુલ

ડગામાં બીજી કાંઈ હરકત નથી, પણ અમારા ગામનો મવ તેટલો બોજો ઉપાડી શકે તેવો નથી, માટે આપ કૃપા કરી કાંઈક ઓછો બો જે નાખો, તો અમે ઉપાડી શકીએ. આપ દયાળુ મુનિરાજ છો, ગ રીબ અને તવગર સર્વને સરખો લાભ આપનાર છો. મુનિએ જરા આક્ષેપથી કહ્યું, શેઠીઆ? તે શિવાય બીજુ કાંઇ બને તેમ નથી. અ મારી ઉપર બીજા ઘણાની નિમંત્રણા પત્રો આવે છે. તે સાભળી શે ઠીઆઓએ ફરીવાર આજીજી કરી કહ્યું. સાહેબ? હાલમા દેશ કાળ ખરાબ છે. વેપાર રોજગાર મંદ છે, તેથી અમારા ગામના લોકો ગરી બ થઈ ગયા છે. બે ચાર જણા સારી સ્થિતિમા છે તે ઉપરથી આપે એવો વિચાર ન લાવવો કે, આ ગામમા ઘણા ગૃહસ્થો છે મુનિએ જરા ગુસ્સો કરી કહ્યું, શેઠીઆઓ, તમે લુચ્ચાઈ કરો છો, તમે બધા પૈસાદાર છો, એ વાતની અમને ખબર છે. તે છતા તમારી મરજી ન હોય તો અમે વિહાર કરી બીજે જઈએ. અમારે સાધુને કાંઇ તમારી જરૂર નથી. અ મે તો જ્યા જઈએ, ત્યા ચોથો આરો વર્ત્તે છે.

શેઠીઆઓ વિનયથી બોલ્યા—સાહેબ? આપ કહો છો, તે ખ રી વાત છે, પણ અમે જે કહીએ છીએ, તે સાચુ છે આ ગામના, શ્રા વકોની સ્થિતિ સાધારણ છે, અમે તેમા જરા પણ લુચ્ચાઇ કરતા નથી. જ્યારે આપ આ ગામનો ત્યાગ કરી બીજે જાઓ, તો પછી આ ક્ષેત્ર ના શા હાલ થાય? એથી તો ગરીબ શ્રાવકોના ક્ષેત્રો છેવટે ધર્મ રહિ- ત થઈ જશે. અમારા જેવા ગરીબોને ધર્મ પમાડવો, એ આપ મહા ભાવનુ કર્ત્તવ્ય છે. સ્વામી? તે છતા કદિ આપે કહેલી શરતોમાથી જેટલી અમારાથી બનને તેટલી અમે પાળવા પ્રયત્ન કરીશુ.

આ વખતે કોઇ ઉત્સાહી ગૃહસ્થ બોલી ઉઠયો, એમા શામાટે લોભ કરો છો? સધને કોઇ વાતનો તુટો રહેતો નથી બોલો આદી શ્વર ભગવાનની જય બીજા લોકોએ આદીશ્વર ભગવાનની જય- બોલાવી,

પછી તે મુનિ કચ્છપુરમા ચોમાસુ રહ્યા. તેમને ભણાવવાને માટે એક બ્રાહ્મણ શાસ્ત્રીને રૂપીઆ વીશનો માસિક પગાર કરી રાખવામા આવ્યો. તે મુનિએ તે શાસ્ત્રી પાસે પર્યુષણ પર્વ ઉપર વાચવાને માટે કલ્પસૂત્રની સુબોધિકા ટીકા વાચવા માડી, તે સાથે બીજા નાનાનાના સસ્કૃત પુસ્તકો વાચવા માડ્યા. સઘના આગેવાનોએ મુનિરાજના ખર્ચને માટે ટીપ કરી. ગૃહસ્થોએ પોતાની શક્તિ પ્રમાણે રકમો ભરી, તથાપિ જોઈએ તેટલી રકમ ઉભી થઈ નહી પછી તે ટીપ ગરીબ વર્ગમા ચાલી. ગરીબ વર્ગમા કોઈ કોઈ આસ્તિક શ્રાવકે ચાર આનાની રકમ ભરી અને કેટલાએકે પોતાની અશક્તિને લીધે ભરવાની ના પાડી. આ બધી વાત મુનિના જાણવામા આવી, એટલે મુનિ વ્યાખ્યાન વખતે લોકોને ટીપમા ભરાવવાને માટે ઉપદેશ આપી કહેવા લાગ્યા. વ્યાખ્યાનના કરતા, તે ટીપનો ઉપદેશ વધારે આવતો હતો.

એમ કરતા પર્યુષણ પર્વ આવ્યુ. શાસનદેવની કૃપાથી એ મહા પર્વ તો સારીરીતે ઉજવવામા આવ્યુ ગૃહસ્થ અને ગરીબ શ્રાવકોએ તેમા ઉત્સાહથી ભાગ લીધો.

તે ચાતુર્માસ્ય પછી કોઈ એક ગૃહસ્થ શ્રાવકનો યુવાન પુત્ર કે જે મુનિની સાથે પત્રવ્યવહાર કરતો હતો, તે દીક્ષા લેવાને કચ્છપુરમા આવ્યો. મુનિએ તેને પોતાના કોઈ રાગી શ્રાવકને ઘેર ઉતાર્યો તેને મદદ કરવાને કેટલાએક શ્રાવક ગૃહસ્થોને સૂચના કરી, અને તેને અમુક દિવસે દીક્ષા આપવાનો નિશ્ચય કર્યો. તે પ્રસગે મુનિરાજે વ્યાખ્યાન વખતે સર્વ શ્રાવકોને જણાવ્યુ કે" આ શ્રાવકનો પુત્ર દિક્ષા લેવા આવેલ છે, તેને સસારમાથી બાહેર કાઢો, એ ઉત્તમ કાર્ય છે, તેમા તમારે સહાય આપવી જોઈએ. તેને દીક્ષા પ્રસગે ઉત્સવ કરવામા જે દ્રવ્યનો ખર્ચ થાય, તેની ગોઠવણ કરો, અમોએ પેહલેથીજ તમારી સાથે શરત કરી છે."

મુનિના આવા વચન સાભળી શ્રાવકો વિચારમા પડ્યા. હવે તે ખર્ચ ક્યાથી કરવો? એ બાબતની મોટી ચિંતા થઈ પડી શ્રાવકો જ્યારે ઘણી વાર સુધી બોલ્યા નહી. એટલે મુનિએ ફરીથી કહ્યુ—ગેહીઆ! એમા શો વિચાર કરો છો? આ કર્યા વિના છુટકો નથી. તે વખતે એક વાચાળ, અને સ્પષ્ટવક્તા શ્રાવક બોલી ઉઠ્યો—મહારાજ, હવે ક્ષમા રાખો શ્રાવકોને ગજા ઉપરાત ખર્ચ થઈ ગયુ છે, બે માસનો શાસ્ત્રીના પગાર ચડ્યો છે, તેનો હજુ વેત થનો નથી, ત્યાં આ નવો ખર્ચ શી રીતે કરીએ? માહેબ! અમારા ગામના લોકો ગરીબ છે, આજ સુધીનો કેટલોક ખર્ચ માડમાડ ઉઘરાવીને ભેગો કર્યો છે, છેવટ ગરીબ લોકો પાસેથી ચાર્ચાર પૈસા પણ લેનામા આવ્યા છે. તે સાભળી મુનિ ક્રોધ કરી બોલ્યા—ગેહીઆ? ત્યારે પહેલેથી વિચાર કરવો હતો. શામાટે અમારૂ ચોમાસુ અહી કરાવ્યુ? વળી અમારી ચારે શરતો કબુલ કરી છે, તેથી હવે તમારે કાઈ બોલવુ નહી જોઈએ જો તમે ના કહેશો, તો અમે કાલથી આહારપાણીનો ત્યાગ કરીશુ.

મુનિના આવા વચન સાભળી બિચારા શ્રાવકો મુઝી ચાલ્યા. તે વખતે એક આસ્તિક શ્રાવક ઉભો થઈ બોલ્યો—મહારાજ આહારનો ત્યાગ કરો, તે ઠીક ન કહેવાય. કહો, દીક્ષામા કેટલો ખર્ચ થશે? મહારાજે કહ્યુ, જો સારી રીતે કરો તો સો રૂપિયા, નહિ તો પચાશ રૂપિયા થશે. તે શ્રાવક બોલ્યો—મહારાજ? એ તો બહુ કહેવાય. જો પાચ સાત રૂપિએ ઉકલે તેમ હોય તો, હુ આપવા તૈયાર છુ., તેનામા કોઈ બીજો જુવાન શ્રાવક, કે જે મહારાજનો રાગી હતો, તે બોલી ઉઠ્યો—સાહેબ જો કે હું ગરીબ છુ, પણ પચાશ રૂપિયાનો જોગ કરી આપીશ, ખુશીથી દીક્ષા આપો. તે વખતે બીજા લોકોએ આદીશ્વર ભગવાનની જય બોલાવી.

વરઘોડાની તૈયારી થઈ દીક્ષા લેના તૈયાર થએલા બાળકને ગૃહસ્થ શ્રાવકોએ શણગારના માડ્યો. તેને માટે રાજ્ય તરફથી ઉત્તમ

પાલખીલાવવામા આવી. કેટલીક જાતના વાજીત્રો વાગવા લાગ્યા, તે વરઘોડો તૈયાર થઇ આગળ ચાલ્યો. જેવામા મંચબજારે આવ્યો, ત્યા દીક્ષા લેનારની પાલખીની સાથે હાથમા પંખા લઇ ચાલતા બે શ્રાવકો મૂર્છા ખાઇ પડી ગયા. લોકો એકઠા થઈ તેઓની સારવાર કરવાને આવ્યા, અને એક ગાડીમા નાખી તેમને ઘેર પહોચતા કરવામા આવ્યા.

વરઘોડો ગામમા ફરી નગરની બહાર આવ્યો. અગાઉથી નકી કરેલી વાડીમા મુનિરાજ દીક્ષા આપવાને બેઠા હતા, ત્યા દીક્ષાની સામગ્રી તૈયાર કરવામા આવી હતી. ચતુર્વિધ સંઘની સમક્ષ ગુરૂએ વિધિથી દીક્ષા આપવા માડી. સર્વ શ્રાવકો અને શ્રાવિકાઓ તે નવા દીક્ષિતની ઉપર વાસક્ષેપ નાખવાને તયાર થયા, અને વીર ભગવાન ના શાસનની વિજયવાણીના ઉચ્ચાર કરવા માડયા.

આ વખતે એક વૃદ્ધ સ્રી પુરૂષ અને એક યુવતિ રૂદન કરતા દીક્ષા મંડપમા આવ્યા તેમને રૂદન કરતા જો સાધુ અને શ્રાવકો આશ્ચર્ય પામી ગયા. ક્ષણવારે તે વૃદ્ધ બોલ્યો— અરે સાધુ! તમે આ શુ કર્યુ? મારા એકના એક યુવાન પુત્રને દીક્ષા આપી, તમે મારો આધાર તોડી પાડો છો, તે મારો એકનો એક પુત્ર છે. મારૂ જીવન તેના આધાર ઉપર છે, તે હજુ બાળક છે. તે છતા દરમાસે દશ રૂપીયા લાવી અમારૂ પાલનપોષણ કરે છે, હવે અમારે શુ કરવુ? તે પછી વૃદ્ધા બોલી—મહારાજ! અમારે એક આખ હતી, તે પણ તમે ફોડી નાખો છો, અમને વૃદ્ધાવસ્થામા નિરાધાર કરો છો. હે દયા ધર્મના ગુરૂ? તમારા જેવા સાધુએ આવો અનર્થ કરવો ઘટે નહી. અમારી આજ્ઞા વિના અણસમજુ અને કાચી બુદ્ધિના બાળકને ફોસલાવી દીક્ષા આપો છો, તે તમે ઘણો જુલમ કરો છો. પછી પેલી યુવતિ ઉંચે સ્વરે રૂદન કરતી બોલી—સાધુજી? તમે મારા પૂજ્ય સાસુ સસરા અને મારી સ્થિતિનો વિચાર કરતા નથી હુ છતે ધણીએ વિધવા

થઉ છુ. મારા સર્વ સુખનો આધાર તમે હરી લ્યો છો. તમે મારા સૌભાગ્યના સૂર્યને ઉદયાચળ ઉપરથીજ અસ્ત કરવા તૈયાર થયા છો.

આ પ્રમાણે તેનો કોલાહલ થતો હતો. ત્યા એક બીજી સ્રી આવી ઉભી રહી. તેણીએ ઉચે સ્વરે કહ્યુ—મહારાજ? આપે દીક્ષા ઉત્સવ કર્યો, તેમા મારા દરીદ્રનો ઉત્સવ થયો છે. મુનિએ કહ્યુ, તુ કોણ છે? અને તને શી હાનિ થઇ છે? તે સ્રી બોલી—મહારાજ હું એક ગરીબ શ્રાવિકા છુ. જે આપના રાગી શ્રાવક છે, તે શ્રાવકની હુ સ્રી છુ. મારા ઘરની સ્થિતિ ઘણી નિર્બળ છે મારા પતિએ આ દીક્ષા ઉત્સવનો ખર્ચ આપનાની જે કબુલાત કરી છે, તે રકમનો જોગ મારા નજીવા આભૂષણ ઉપર થવાનો છે. મારા જીવનના આધારરૂપે માત્ર સો રૂપિયાનુ ઘરેણુ છે, તે ઉપર મારા પતિએ આ ઉત્સવનો ખર્ચ આપના કબુલ કરેલ છે.

આ વખતે પેલા બે શ્રાવકો કે જે મૂર્છા ખાઇ પડી ગયા હતા, તેઓ મુનિરાજની પાસે આવ્યા. મુનિએ તેમને પૂછયુ કે, તમે કોણ છો? ત્યારે તેમણે કહ્યુ કે, વરઘોડાના રસ્તામા જે મૂર્છા ખાઇ પડયા હતા, તે અમે બને શ્રાવકો છીએ. મુનિએ પૂછયુ, “તમને મૂર્છા આવવાનુ કારણ શુ હતુ?” તેઓ બોલ્યા—મહારાજ! અમે બને સગા ભાઈઓ છીએ અમારા ઘરની સ્થીતિ ઘણી નબળી છે અમારા કુટુંબનો નિર્વાહ પૂરો થઇ શકતો નથી, કોઈ કોઇ વાર દિવસમા એકજ વાર જેવુ તેવુ ભોજન મળે છે, અને ડોઇનાર માત્ર છોકરાઓનેજ મળે છે, અને અમે ભુખ્યા રહીએ છીએ. આજે બે દિવસ થયાં અમો બન્ને બીલકુલ અન્ન પામ્યા નથી. આજ સવારે ફક્ત થોડા દાળીઆ ખાઇ પાણી પી, અમે વરઘોડામા આવ્યા હતા. ભુખને લઇને અમને આખે અધારા આવી ગયા અને તેથી અમે પડી ગયા હતા.

તેઓના મુખથી આવો વૃત્તાત સાભળી મુનિના હૃદયમા દયા આ

વી ગઈ તેમની મનોવૃત્તિમા સારી અસર થઈ ગઈ. તરત તેઓ પોતાના આત્માને હૃદયમા નિંદવા લાગ્યા. "અહો! મે મોટી ભુલ કરી આવી કંગાળ સ્થિતિવાળા ગામમા બળાત્કારે દ્રવ્યનો ખર્ચ કરાવ્યો મારા જેવા સ્વાર્થી સાધુને ધિક્કાર છે અરે આ જગતમા કેટલીક જૈનપ્રજા આવી સ્થિતિમા પણ છે! અહો! શી દયામણી સ્થિતિ! વીર ભગવાનના સંતાનો આવા દુ:ખી હોય, અને અમે સાધુઓ આનંદમા મોજ કરીએ, એ કેવો અનર્થ!" આવો વિચાર કરી તે મુનિએ ઉંચે સ્વરે કહ્યુ, શ્રાવકો! તમારી સ્થિતિનો મને અત્યારે ખ્યાલ આવ્યો છે, મે તમને બળાત્કારે દુ:ખ આપ્યુ, તેને માટે હું તમને ખમાવુ છુ. આજે મારી અજ્ઞાનતા દૂર થઈ છે. હવે હું તમારા ઉદ્ધારને માટેજ ઉપદેશ આપીશ હવેથી તમે તમારી કોમની ઉન્નતિ થાય, તેવા રસ્તા લેજો તમારા માહે જે ધનવાન્ હોય, તેઓ બીજા ક્ષેત્રોના કરતા શ્રાવક ક્ષેત્રમા દ્રવ્યનો સદુપયોગ કરજો. જો તમારા સાધર્મિ બંધુઓ સારી સ્થિતિમા હશે, તોજ તમે ધાર્મિક ઉત્સવો કરી શકશો. સાંસારિક સ્થિતિ સુધર્યા વિના તમારી ધાર્મિક સ્થિતિ સુધરશે નહિ. કદિ કોઈ મારા જેવા દુરાગ્રહી સાધુ ગમે તેવી શરતો કરે. તો પણ તમે તે શરતો કબુલ કરશો નહિ, જેથી દુર્ધ્યાન થાય તેવી સ્થિતિમા જો ધર્મની ઘેલછા રાખશો તો તમે પુણ્યના કરતા પાપને ઉપાર્જન કરશો. હુ આજથી પ્રતિજ્ઞા કરી કહુ છુ કે, તમારા જેવા દીનક્ષેત્રમા કોઈ જાતની સ્વાર્થ બુદ્ધિ રાખ્યા વિના હુ ચાતુર્માસ્ય કરીશ.

આપ્રમાણે શ્રાવકોને કહી, તેણે પોતાના બે દીક્ષા લેવા તૈયાર થએલા તરૂણને કહ્યું—વત્સ! હવે હુ તને દીક્ષા નહી આપુ તુ પાછો ઘેર જા, અને તારા માતા, પિતા, અને બાળ સ્ત્રીનુ પોષણ કર કારણકે તારૂ પ્રથમ કર્ત્તવ્ય એજ છે જયાસુધી તુ તારા બીજા કર્ત્તવ્યને બજાવીશ નહી, ત્યાસુધી તુ ચારિત્ર ધર્મનો અધિકારી નથી મે તને સ્વાર્થ

બુદ્ધિથી લલચાવ્યો છે, તેને માટે મારે આલોયણા લઇ શુદ્ધ થવુ પ ડશે. આ પ્રમાણે કહી તે મુનિ દીક્ષાના ઉત્સવમાથી ઉભા થયા, અને પોતે રાખેલા શાસ્ત્રીનો પગાર બીજા ક્ષેત્રમાથી આપવાનુ કહી, તે શાસ્ત્રીને સાથે લઈ ત્યાથી વિહાર કરી ચાલ્યા ગયા હતા.

પછવાડે કકણપુરના કેટલાએક સારી સ્થિતીવાળા ગૃહસ્થોએ મળી એક ફડ કર્યું હતુ, અને તેમાથી દુ ખી શ્રાવકોને મદદ આપવા નુ ઠરાવવામા આવ્યુ હતુ.

વિદ્યા—બ્હેન મેના! મારા બધુ ધર્મચદ્રે આ ખબર વાચ્યા, તે વખતે અમને બનાને ઘણીજ અસર થઇ ગઇ હતી, અને ધર્મની ઘેલછાને માટે અમને ભારે તિરસ્કાર છુટયો હતો.

મેના—બ્હેન, આ બનાવ તો ખરેખર હૃદયવેધક છે જો ધર્મ ને નામે આવુ બનતુ હોય તો, તેમા સુધારો કરવાની ઘણી જરૂર છે.

વિદ્યા—મેના બ્હેન! આવા બીજા કેટલાએક દાખલાઓ બનતા હશે, પણ તે આપણા જાણવામા આવતાજ નથી

મેના—બ્હેન! મારા ધારવા પ્રમાણે એવા સાધુઓ થોડા હશે.

વિદ્યા—હા, એ ખરી વાત છે, વર્તમાનકાળે શ્રાવકોની સ્થિ તિનો વિચાર કરીને વર્ત્તનારા ઘણા સાધુઓ થયા છે, અને થતા જાય છે.

મેના—અને તો તેમા એકલા સાધુઓનો દોષ લાગતો નથી, પણ આપણા શ્રાવક ગૃહસ્થોનો પણ દોષ લાગે છે.

વિદ્યા—શ્રાવક ગૃહસ્થોનો પહેલો દોષ છે, તેમણે પોતાની કોમ ના ઉદ્ધારને માટે પહેલો વિચાર કરવાનો છે અને જયાસુધી એ વિચાર કરવામા ન આવે, ત્યાસુધી તેઓ પોતાના કર્ત્તવ્યથી ભ્રષ્ટ થયેલા છે.

આ પ્રમાણે વિદ્યા અને મેના વાત કરતા હતા, ત્યા નીચેથી કોઇ એ કહ્યુ કે—'વિદ્યા બ્હેન! નીચે ઉતરો, બા બોલાવે છે.' એ અરસા

ભળતાજ મેનાએ ઉભા થઇને કહ્યું, વિદ્યા બ્હેન ! હુ રજા લઉ છુ. હવે પછી આપણે કન્યાશાળામા મળીશુ.

બન્ને શ્રાવકબાળાઓ આનંદપૂર્વક જુદી પડી.

---

## प्रकरण ए मु

## પ્રભાનો પ્રતિબોધ.

પ્રાતઃકાળનો સમય હતો, ઉદ્યોગી પ્રજા પ્રવૃત્તિમાર્ગ સેવવાને તત્પર થતી હતી, અને આસ્તિક પ્રજા ધર્મના આવશ્યક માર્ગને અવલંબન કરવા ઉત્સાહ ધરતી હતી. આ વખતે લોભી હરિચંદ પોતાના ઘરના દ્વાર આગળ ઓટલા ઉપર બેસી દંતધાવન કરતો હતો. તેના લુબ્ધહૃદયમા અનેક કુતર્કો થતા હતા. "કયે માર્ગે ધન સંપાદન થાય," એજ મનન તેની મનોવૃત્તિ ઉપર થયા કરતુ હતુ.

આ વખતે ટપાલના સિપાઇએ આવીને હાક મારી કે, "શા. હરિચંદ અભેચંદ" કાગળ લેજો તે સાભળતાજ હરિચંદ દાતણ કરતો બેઠો થયો, અને તરતજ દાતણ ફેંકી દઇ, એકદમ બેચાર કોગળા કરી, મોઢુ ધોઇ, તેણે કાગળ લીધો, અને કાગળનુ કવર ફાડી, કાગળ ઘણે જાગીથી વાચવા માડયો તે કાગળ નીચે પ્રમાણે હતો—

પરમ સ્નેહી શેઠ હરિચંદ અભેચંદની સેવામા.

સુ. ચંદ્રનગર

શ્રીનગરથી લી શા. પદમશી નાનચંદના જુહાર વાચશો વિ લખવાનુ કે, એક માસ પહેલા તમે બ્હેન મેનાના વેશવાળ માટે મને જે ભલામણ કરી હતી, તે બાબત હું આજસુધી તપાસ કરતો હતો, પણ આપની ઈચ્છા પ્રમાણે મને કોઇ તેવુ ઠેકાણ મળતુ ન હતુ. છેવટે

અહીં શ્રીનગરમા નથુભાઈ કરીને એક શ્રાવક ગ્રહસ્થ છે, જેઓ આજે ચાર દિવસ થયા રાંડ્યા છે, તેમને ફરીવાર પરણવાની જરૂર છે, અને તેથી આપણી મેનાનો સબધ તેમની સાથે કરીએ, તો આપણને સારો લાભ મળે તેવુ છે. વળી તે શિવાય નગીનદાસ નામના એક ગૃહસ્થ શ્રાવકનો પ્રેમચદ નામે વિદ્વાન્ પુત્ર છે, તે પણ ફરીવાર પરણવાની ઇચ્છા રાખે છે. પ્રેમચદને એક સ્ત્રી છે, પણ તેને કાંઇ પણ સતાન ન થવાથી તે ફરીવાર વિવાહિત થવા ઇચ્છે છે. આ બને મૂર્ત્તિઓમા તમને કયો મૂર્ત્તિઓ પસદ છે ? તે વળતી ટપાલે લખો, એટલે અમો અહીં તે બાબતની ગોઠવણ કરીએ.

જે નથુભાઇ છે, તે ઘણેજ પૈસાદાર અને વેપારી છે, તેની ઉમ્મર આશરે પચાશ વર્ષની છે, તે તમારી મેનાને સોનાથી મઢશે, અને જો તમારી ઇચ્છા હશે, તો તમને પણ તેનાથી બીજોલાભમળશે.

પ્રેમચદ પચીશ વર્ષની વયનો યુવાન છે, તેની સ્થિતિ પણ સારી છે, અને તે વ્યાપારકળામા કુશળ છે. તેના માતાપિતા હયાત છે.

આ બાબત ધ્યાનમા લઇ, તેનો વિચાર કરી, વળતી ટપાલે પત્ર લખશો. જયાસુધી તમારો પત્ર આવશે નહીં, ત્યાસુધી કોઈ પણ બાબતનો નિશ્ચય થઇ શકશે નહીં, માટે પત્ર લખવામા આળસ કરશો નહીં. કામસેવા ફરમાવશો એજ.

લી શુભેચ્છક,

પદ્મસરી નાનચદના જયજિનેદ્ર વાચશો

આ પ્રમાણે પત્ર વાચતાજ હરિચદના હર્ષનો પાર રહ્યો નહીં. તેના મલિન હૃદયમા અનેક કુવિચાર ઉદિત થવા લાગ્યા, અને અનેક જાતની લુબ્ધ આશાઓ બધાવા લાગી. તેજ વખતે કન્યાવિક્રયનો વિપરીત વિચાર તેના મલિન હૃદયમા આરૂઢ થયો, અને તે સાથે નિશ્ચય પણ થયો તે લુબ્ધ અને દુરાચારી શ્રાવકાભાસે ચિંતવ્યુ કે, "મેનાનો

સબંધ નથુભાઇ સાથે કરવાથી આપણને ઉભય લાભ થશે. પ્રથમ તો કન્યા એક ધનવાન્ ગૃહના સુખમા પડશે, અને બીજી રીતે એ વૃદ્ધ વર પાસેથી મનમાનતી રકમ લઇ શકાશે

અહા! કેવી ક્રૂરતા કેવો વિપરીત વિચાર! મેના જેવી અબુદ્ધ બાળકીનો વિક્રય કરવા, અને તેણીના સર્વ સુખનો વિનાશ કરવા તે ઘાતકી પિતા તૈયાર થયો, તેના ક્રૂર હૃદયમા મેનાની કેળવણીની અને તેણીના સસાર સુખનીકાઈ પણ વિચારણા આવી નહી. આવા ઘાતકી પિતાઓને હજાર વાર ધિક્કાર છે.

લુબ્ધહૃદય હરિચદ્રે વિચાર્યું નહી કે, મારી મેના વિદુષી થતી જાય છે તેણીનુ વિદગ્ધ હૃદય કોઈ પ્રેમી પતિની સાથે જોડવુ જોઇએ. એ બાળા કોઈ વિદ્વાન્ અને શુદ્ધ શ્રાવકની પત્ની થાય, અને તે વિદ્વાન્ દપતી પરસ્પર પ્રેમમગ્ન થઇ, આ શ્રાવકસમાજનો સુખાનુભવ કરે, તેમજ તેવા શ્રાવક દપતીના હૃદય પરસ્પરના ગુણથી આકર્ષાઈને એક થઈ જાય. તે મૂઢમતિએ જાણ્યુ નહી કે, આર્ય દપતી વિવાહિત થયા પછી તેમનામા પ્રેમવાસના સારી રીતે ઉદ્ભવે છે તરુણ અને સુશિક્ષિત શ્રાવકવધૂ આ રીતે શ્રાવક સસારમા ખીલી નીકળે છે, અને ગૃહિણી બને છે. અને કર્ત્તવ્યશીલ શ્રાવિકાના પતિવત્સલ સ્વભાવમા પત્નીપ્રેમના બીજ આ રીતે મૂળ નાખે છે એ રીતે ઉત્પન્ન થએલી પ્રેમવાસના યાવજ્જીવિત ટકે છે સુકોમળ વયમા પતિ પ્રત્યે શીખેલી ફરજો પત્ની કદિ વિસરી જતી નથી. અને બાળવયમા આવી, પોતાના હાથમા ઉછરીને પ્રેમમયી બનેલી પોતાની નવયુવતિના પતિ લાડ કરે છે" આવા સુવિચારો હરિચદ્ર જેવા ઘાતકી પિતાના હૃદયમા કયાથી આવે? તે ક્રૂર પિતાએ તો મેના જેવી બોધિત બાળિકાને પશુની જેમ બજાર વચ્ચે વેચવાનો વિચાર કર્યો. એ ઘાતકી પિતા મેનાના સર્વ સુખનો પ્રલય કરવા તત્પર થયો.

હરિચંદની પત્ની પ્રભા શુદ્ધ શ્રાવિકા હતી, તેણી સાક્ષરા હોવાથી પોતાની પુત્રીને માટે સારા સારા વિચારો બાંધતી હતી. એના ભવિષ્યમાં એક સદ્ગુણી શ્રાવિકા બને, અને તેણીનો ગૃહ—સંસાર સુખેથી ચાલે, એવી ઉત્તમ આશાને પ્રભા પ્રતિદિન પોષણ આપતી હતી.

હરિચંદ તે પત્ર લઈ આનંદિત હૃદયે ઘરમાં આવ્યો. પતિના કરમાં પત્ર જોઈ પ્રભા વિનયથી બોલી—પ્રાણનાથ! કોનો પત્ર છે? પત્નીનો આ પ્રશ્ન સાંભળતાજ હરિચંદે હૃદયમાં વિચાર કર્યો કે, "આ સ્ત્રી ખરેખર ધર્મયુક્ત છે, માટે જો તેણીને આ પત્ર બતાવીશ, તો તે નથુભાઈની બાબતમાં વિરૂદ્ધ પડશે, અને કન્યાવિક્રયનું પાપ ગણી તે મારી સાથે મોટો કલહ કરવા ઉભી થશે. વળી બીજા મૂર્તીયા પ્રેમચંદની હકીકત જાણશે, તોપણ તે પસંદ કરશે નહીં, કારણકે, ગોક્ય ઉપર પુત્રી આપવાની વાત પણ તેણીને રૂચશે નહીં, તેથી આ પત્રની ખરી હકીકત તેને જણાવવી નહીં, અને યુક્તિથી પુત્રીને તેને હળવે હળવે અનુકૂળ કરી લેવી, એ વધારે સારું."

આવો વિચાર કરી હરિચંદ બોલ્યો—પ્રિયા! એ પત્ર ઘણો ઉપયોગી અને ખાનગી છે, તે જમ્યા પછી નિરાંતે તને તેની હકીકત કહીશ. તે સાંભળી પ્રભા બોલી—સ્વામી! જેવી આપની ઇચ્છા. ચાલો ન્હાવાનું ગરમ પાણી તૈયાર છે જો અહીં સ્નાન કરવું હોય, તો ન્હાવાનું પાણી તૈયાર છે, અને જો દેરાસરે સ્નાન કરવું હોય, તો ત્યાં પધારો. હરિચંદ ધૂર્તતાથી બોલ્યો—ના, ના અત્યારે તો દેરાસરે જવાની આળસ આવે છે. ચાલ, ઘેરજ સ્નાન કરી લઉં, પ્રભાએ વિનંતિ કરી જણાવ્યું કે, સ્વામી! કદિ ઘેર સ્નાન કરશો, તોપણ દેરાસરે પૂજા કરવા તો જવું પડશે. હરિચંદ—ના, અત્યારે પૂજા કરવાની પણ ઇચ્છા નથી. કારણ કે, હવે બધા ગોઠીઆઓ પૂજા કરી ચાલ્યા ગયા હશે, તેથી પૂજા કરીને કોને બતાવવું છે? ...

બોલી—સ્વામી! શું તમે કોઈને બનાવવાને માટે દહેરે પૂજા કરવા જાઓ છો? મે આપને ઘણીવાર કહ્યું છે, તે છતા હજુ આપ પોતાના વિચાર ફેરવતા નથી, એ ઘણી દિલગીરીની વાત કહેવાય. હું આપને કહેવાને લાયક નથી, તે છતા મારે કહેવું પડે છે કે, આપ શુદ્ધ શ્રાવક કુળના સતાન છો, તે છતા ભાવથી જિનપૂજા કરો નહીં, તે ઠીક ન ગણાય. હરિચંદ ગભીરતાથી બોલ્યો—પ્રિયા! તું જાણતી હતી કે, આજકાલ કેવી રીતે ધર્મ ચાલે છે? આજ તો "લાજે ખાજે અને દાઝે" એ ત્રણ પ્રકારથી ધર્મ થાય છે. લાજે એટલે બીજાની શરમથી ધર્મ કરવો પડે છે ખાજે એટલે ખાવાની લાલચે ધર્મ બને છે, અને દાઝે એટલે બીજાની દાઝથી ઇર્ષાથી ધર્મ કરવો પડે છે. તેમ મારે ઘણીવાર લાજથી ધર્મ કરવો પડે છે તે સાભળી પ્રભા નિશ્વાસ નાખી બોલી—સ્વામી! આ શું બોલો છો? વીરપુત્રના મુખમાથી આવી વાણી નીકળવી ન જોઇએ જ્યારે બધા લાજે, ખાજે, અને દાઝે ધર્મ આચરે, તો પછી તે ધર્મ શાનો? એ તો ધૂર્તતા કે, આ ગરજ કહેવાય છે અને એનું આચરણ અભવિજીવોનુંજ હોય છે. હરિચંદ આક્ષેપથી બોલી ઉઠયો—અરે! એ તો જાણ્યુ આ દુનિયામા એવુજ ચાલે છે, અને ચલાવવુ પણ જોઈએ. ઘણા મોટા શ્રાવકોને મે એવું કરતા જોયા છે ઘણાઓ ઘર સ્નાન કરી કપાળે કેશરનો ચાલ્લો કરી જાણે ખરેખરા ભક્ત હોય, તેમ દેખાવ કરી, બાહેર ફરે છે. પ્રભાએ મંદસ્વરે કહ્યુ—"સ્વામીનાથ! કદિ કેટલાએક નાસ્તિકો એમ કરતા હોય, તેથી કાંઇ સારૂ ગણાય નહીં, અને તેના દુરાચારીનુ અનુકરણ કરવુ, તે પણ યોગ્ય ન કહેવાય"

પ્રભાએ આ પ્રમાણે કહ્યુ, તોપણ હરિચંદના મનમા કાંઈ પણ અસર થઈ નહીં પછી તે ઘેર સ્નાન કરી, દહેરે જઇ કેશરનો ચાદલો કરી, સત્વર ઘેર આવ્યો, અને ભોજન લઈ પોતાના એકાત વાસસ્થાનમા જઈ, પેલા પત્ર લઈ, તેને વારવાર વાચવા લાગ્યો.

પોતાના પતિનો આવો દુરાચાર જાણી, શ્રાવિકા પ્રભાનુ હૃદય અતિશય દગ્ધ થવા લાગ્યુ, તથાપિ તેણી પોતાના પત્ની તરીકેના ધર્મથી વિમુખ થઈ નહી. તે પતિ તરફ તેઓને તેવો અખંડિત પ્રેમ ધારણ કરતી હતી અને 'કદાચ પતિ કોઈ વખતે સુધરશે,' એવી પોતાની આશાલતાને પુષ્ટિ આપતી રહેતી હતી

પ્રભા, પતિ ભોજન કરી રહ્યા પછી પોતે ભોજન લઈ પતિની પાસે આવી હાજર થઈ. પ્રભાને આવેલી જોઈ, હરિચંદ પત્ર દૂર નાખીને બોલ્યો —

પ્રિયા! આવો, આજે તમારી સાથે ખાસ એક ખરેખરી વાત કરવાની છે. 'જેવી ઇચ્છા,' પ્રભાએ કહ્યુ. હરિચંદ ગંભીરમુદ્રાથી બોલ્યો—પ્રિયા! આજે મારા એક મિત્ર તરફથી પત્ર આવ્યો છે, તેમા મેનાના વેવિશાળને માટે લખેલુ છે. શ્રીનગરમા કોઈ બે શ્રાવક ગૃહસ્થો સારા છે, તેઓમાથી એકની સાથે મેનાનો વિવાહસંબંધ જોડીએ તો, આપણી મેના ગમે તે રીતે સુખી થાય તેમ છે. હવે તેમા માત્ર તમારી સલાહ લેવાની છે. કારણ કે, તેના કામમા સ્ત્રીઓની પ્રધાનતા છે, તે સાભળી પ્રભા પ્રફુલ્લવદને બોલી—સ્વામી! તે કેવા ગૃહસ્થો છે? અને ક્યા રહે છે? હરિચંદ ઉત્સાહથી બોલ્યો—શ્રાવિકા! તે બંને શ્રીનગરના રહેવાસી છે, અને શુદ્ધ કુળના શ્રાવક છે. વળી તે સાથે એક તો મોટો ધનવાન્ વ્યાપારી છે, જેના સંબંધથી આપણુ કુટુંબ સુશોભિત દેખાય તેમ છે. પ્રભા બોલી—સ્વામી! તે ધનવાનની સાથે વિદ્યાવાન્ છે કે નહી? હરિચંદ આક્ષેપથી કહ્યુ, જો ધનવાન્ હોય, તો પછી વિદ્યાવાન્ હોવાની શી જરૂર છે? તુ જાણે છે કે, વિદ્યાવાનના કરતા ધનવાન્ ચડીઆતો છે. પ્રભા નમ્રતાથી બોલી— સ્વામી! એ શુ બોલો છો? વિદ્યાવાનની આગળ ધનવાન્ કોણ માત્ર છે? કેળવણી પામેલા પુરૂષના સહવાસમા જે સુખ

મ પાલન થાય છે. તે સુખ મૂર્ખ ધનવાનના સહવાસમા કદિપણ
ણુ નથી. આપણી મેના કેળવણી પામેલી શ્રાવકકન્યા છે તેણ
કેળવણી વગરના મૂર્ખ ધનવાનની સાથે જોડવી, તે કાગડાની
હસલીને જોડવા જેવુ છે સ્વામી ' મારી મેનાને માટે તેવા વિ
કરશો નહી તમારા જેવા અનુચિતવિચારવાળા આર્હતી પિતા
થીજ આ શ્રાવક સસારની અધમ અવસ્થા થઈ છે. ઘણા શ્રાવ
વરસ સાર સ્મશાનમય બની ગયા છે, ઘણા વિવાહિત જોડાની
આશાઓ તથા સ્નેહસમરત નષ્ટ થઈ ગયા છે. પત્નિહીન પતિ પત્ન
પરસ્પર અખડિત સ્નેહ તથા ભક્તિનો સુખમય સમય પગસ્ત
ગયો છે, જ્યા સુખ અને શાતિની આશા રાખવામા આવતી,
નિરતર કકાસ જોવામા આવે છે, અને તેથી હૃદય કપે છે એવ
લોકોનો સસાર હીન થતો જાય છે તે છેવટે બેમાથી એક સ્મ
વાસ કરે, ત્યારે વિરમે છે તેવા સસારની યોજના કરનારા દુરાગ
પિતાઓ ખરેખર નરકના અધિકારી બને છે તેઓ પોતાના સ
નને આખી જીદગીભર દુખી કરી, તેના સુખ પડી રૂદન ક
બેસે છે—તેનના લાબા લાબા વખાણ કરી, દુનિયા આગળ
દેખાડો કરે છે સ્વામી ' પરસ્પર ગુણ સ્વભાવની પરીક્ષા
વગર લાકડે માકડુ જોડી ઉભા કરેલા ઘણા ઘરસસાર દુખથી
જેવા થઈ જાય છે, કેટલાક તદ્દન અધકારમય પણ બન્યા છે
બને છે હે સ્વામી ' શ્રાવકના પૂર્વ સસારનુ ચિત્ત સ્મરણ
પૂર્વકાળે આપણા પૂર્વજો એક કુટુબમા યાવજ્જીવિત ભેગા રહે
દરેક શ્રાવક યુવાન કમાતો, તે બધુ પિતાને—કુટુબના વડાને આપ
દરેક શ્રાવક યુવતિ સાસુની આજ્ઞામા સાસુ બતાવે તે
કામ કરતી, તે વખતે વૃ રહેલા કુટુબ
સ્નેહસબધ છુટે તેવી ન પૃથક્
કરવા

પડે છે, ભાઈઆ પણ પરણ્યા, એટલે એકબીજાથી છુટા પડે છે, તેઓ જાણે છે કે, આ બધું સારાને માટે કરીએ છીએ, પણ પૃથક્ પૃથક્ ગૃહ કરી બેસવામા તેઓની ઉપર નવી નવી જવાબદારીઓ આવી પડે છે, અને અનભિજ્ઞ યુવતિઓને નવા નવા પાઠ શીખવા પડે છે; પણ તેઓ તે વડિલ જનની તાલીમ વિના સારી રીતે શીખી શકતી નથી, અને તેઓમા શાંતિને સ્થળે કુસપના બીજ રોપાતા આપણે જોઈએ છીએ. નાથ! હુ ખરેખર કહું છુ કે, જીવનમા ઘણા દુ ખ આપણા પોતાનાજ ઉત્પાદક હોય છે—આપણે પોતેજ આપણા અવિચારી કામોથી પેટ ચોળી શૂલ ઉભા કરીએ છીએ.

પ્રિય પતિ! આપ કુટુબના નાયક છો, આપની બુદ્ધિ મારાથી ચડીયાતી છે. હુ અલ્પમતિ અબળા આપને વધારે શુ કહી શકુ? પણ તમે આ બધો વિચાર કરી આપણી લાડકી મેનાનો સબધ જો ડજો. એ બિચારી પ્રબુદ્ધ બાળિકા તમારી શરણે છે, જ્યા તેને દોર શો, ત્યા તે દોરાશે.

પ્રભાના આના ઉપદેશવચનો સાભળી હરિચદ વિચારમા પડયો કે, "મેનાનો સબધ વૃદ્ધ પતિ નથુભાઈની સાથે કરવામા આ સ્ત્રી વિરુદ્ધ પડશે, માટે આ વખતે તે વાતનુ સ્પષ્ટીકરણ કરવુ નહી. તેણીને ઉસાહમા રાખીને આપણો સ્વાર્થ સાધી લેવો, અને નથુભાઈ એક તરુણ અને વિદ્વાન્ શ્રાવક છે, એમ ખોટુ જણાવી તેણીને વચિત કરવી."

શ્રાવકાભાસ હરિચદના હૃદયમા પ્રભાના પ્રતિબોધે જરાપણુ પ્રવેશ કર્યો નહી, કન્યાવિક્રય કરવાનો પોતાનો દુષ્ટ નિશ્ચય તેણે દૃઢ રાખ્યો, અને દુર્ગતિના પાપમાર્ગનો પથિક થવા તે તત્પર થયો. પછી હરિચદે ગભીરતાથી કહ્યુ, "પ્રિયા! તમારૂ કહેવુ યથાર્થ છે. મેનાના સબધને માટે મારો વિચાર ઉત્તમ છે. તેણીનો આનદ સમાગ સુરગે, તેવાજ પગલા ભરવાની મારી ધારણા છે તે વિષે દીર્ઘવિચાર કરીનેજ હુ મારા હૃદયને નિર્ણય ઉપર લાવીશ." આ પ્રમાણે તે શ્રાવકદપતી વાર્તાલાપ કરતા હતા, ત્યા સદ્ગુણી મેના મ યાન્હની રજામા

કન્યાશાળામાથી પોતાને ઘર આવી મનોરમાના નૂપુરનો મધુર ધ્વનિ સાંભળી પ્રભા પતિની આજ્ઞા લઇ નીચે આવી, અને હરિચંદ ત્યાંથી ઉઠી કુવિચાર કરતો કરતો બજારમા ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૦ મુ

### નથુભાઇના મનોરથ

---

શ્રીનગર મારા દેશમા પ્રખ્યાત નગર હતુ. વ્યાપાર લક્ષ્મીએ તેમા નિવાસ સહિત નામ કર્યો હતો શહેરનો વિસ્તાર અલ્પ હતો, તથાપિ તે ઘણો રમણીય હતો તેની આસપાસ બાગબગીચા અને સુશોભિત કિલ્લો આવી રહ્યો હતો તેની દરેક દિશા તરફ લોઢાના મજબૂત કમાડવાળા દરવાજાઓ આવી રહ્યા હતા. દરેક દરવાજાની બહાર ભભકાદાર દુકાનો, મનોહર દેવાલયો અને નાના બાગો આવેલા હતા તે શિવાય મુસાફરોને વિશ્રાન્તિ આપનારી અને સર્વ પ્રકારની સગવડવાળી ધર્મશાળાઓ ઉભી કરવામા આવી હતી.

આવા નગરમા આધેડ વયનો નથુભાઈ શેઠ રહેતો હતો. તેના ઘરની સ્થિતિ સારી હતી તેના ઘરની બાંધણી જુની હતી તે સાથે હાલના જમાનાને અનુસરતો કેટલોએક ફેરફાર કર્યો હતો તે છતા ઘણો ભાગ જુની રૂઢીનો દેખાવ આપતો હતો

આ ઘરમા નથુભાઈ ઘરભંગ થઈ રહેલા હતા. જ્યારે તે ઘરભંગ થયો ત્યારે તેના જે વિચાર હતા, તે વિચાર જો કાયમ રહ્યા હોત તો તેને લોક તરફથી સારો ધન્યવાદ મળત, પણ તેના એ વિચારો માત્ર સ્મશાનવૈરાગ્યનાજ હતા જ્યારે તેની પૂર્વ પત્ની ગુજરી ગઇ, તે વખતે તેણીના શોકે નથુભાઈના હૃદયમા એક મોટો આઘાત કર્યો હતો

તે વૃદ્ધ વણિકે તે વખતે એવો વિચાર કર્યો હતો—"અહા! જે સ્ત્રી આજસુધી મારા ગૃહવાસમા રહી અને તેણીએ તન મન ધનથી મારી સેવા કરી મારે માટે પ્રાણ પાથર્યા, તે સ્ત્રી અકસ્માત્ મૃત્યુને શરણ થઈ, તો હવે આ સસાર ભોગનો શા કામનો છે? હવે મને તો જીનવુ પણ ગમતુ નથી. તે શામાટે મને શોકસાગરમા ડુબાડી ચાલી ગઈ? અરે દૈવ, મારા પ્રાણને હરી લે. મારા સુખ દુ ખની ભાગિયણની પાછળજ મને મોકલી દે. હુ આ સસારમા શરણરહિત થઈ ગયો. હવે વૃદ્ધાવસ્થામા મારી સેવા કોણ કરશે? અરે જીવ, હવે આ દેહમાથી છુટો થઈ જા. અને તે સ્વર્ગવાસી સુન્દરીનો સહવાસી થા. આ જગત્મા તેના જેવી સદ્ગુણી સ્ત્રી કોઇકજ હશે. તેના સિવાય મારી સભાળ કોણ લેશે? અરેરે! મારા ઘરનો શણગાર, મારા વૈભવનો વિલાસ, મારા સુખ દુ ખનો સાથી, મારા દુ ખી દેહનો રક્ષક અને મારા બીજા પ્રાણ રૂપ—એ સ્ત્રી મને કેમ વિસરશે? પ્રેમી અને પતિપ્રાણા—એ સ્ત્રીવિના મને આ ઘર શૂન્ય લાગે છે, એટલુ જ નહી પણ બધુ જગત્ પણ શુન્ય લાગે છે. મારા પૂર્વના કર્મે મને લુટી લીધો, મને અનાથ કરી દીધો. હવે હું શુ કરીશ? ક્યા જઈશ? અને કોનો આશ્રિત થઈશ."

આ પ્રમાણે વિચાર કરનારો નથુભાઈ આજે જુદાજ વિચારમા તણાતો હતો. આજે તેની મનોવૃત્તિ ઉપર જુદી અસર થઈ ગઈ હતી. તેના હૃદયમા નવીન વિવાહના વિચાર શ્રેણીબદ્ધ ઉપજતા હતા. પૂર્વના શ્મશાન વૈરાગ્યનો એક અશ પણ તેના હૃદયમા રહ્યો ન હતો. તે નવીન સસારની રચના પોતાના હૃદય પીઠ ઉપર ગોઠવતો હતો. અને અભિનવ મનોરથોના મહાસાગરમા આકઠ મગ્ન થઈ રહ્યો હતો.

પ્રિય વાચનારા, તમારામાથી કોઈને પણ આ અનુભવની સ્ફુરણા થઈ હશે. જેને એવો કટુ અનુભવ થયો નથી, તેને માટે આ પ્રસગનુ વર્ણન ઉપદેશરૂપ થઈ પડશે, અને જેને તેવો અનુભવ થઈ ગયો હશે તેને મોટા પશ્ચાત્તાપથી સતાપિત થવુ પડશે. આજકાલ અલ્પમતિ

વાળા અને સ્વાર્થી પુરૂષોને જો કર્મયોગે પોતાની પૂર્વપત્નીના વિયોગ થાય, તો તેઓ થોડા દિવસ શ્મશાન વૈરાગ્યથી પુન વિવાહિત થવાની પ્રતિજ્ઞા લે છે અથવા મનમા તેઓ નિશ્ચય કરી બેસે છે, પણ પાછા અલ્પ સમયમાજ પુનર્વિવાહના વિપરીત વિચારો શ્રેણીબંધ પ્રગટ કરવા માડે છે. કેટલાએક તો હજુ પોતાની સ્ત્રીનુ શબ ઘરમા હોય, તેટલામા પુન માગળિક પ્રસગના શુકનને માટે લલાટે ચદન નુ તિલક કરી મસ્તકે રાતી પાઘડી કે ફેટો બાધી ગૃહાગણમા બેસે છે—આ કેવો વિપરીત આચાર? કેવી ક્રૂરતા? કેવો અધમ સ્વાર્થ અને કેવો કુત્સિત પ્રેમ? જે સ્ત્રી શાસ્ત્રવિધિથી વિવાહિત થયેલ છે તેણીએ પિતૃગૃહનો પ્રેમ છોડી દઈ એક નવીન અનભિજ્ઞગૃહરૂપમા આવી પવિત્ર પ્રેમ, મમતા અને સ્વાત્મબુદ્ધિ સ્થાપિત કરેલી છે તેણીએ પોતાના પતિને, પતિગૃહને અને પતિના કુટુબને પોતાનુ ધારી સર્વ સ્વાર્થ પરાયણ થાય છે અને જે તન, મન ધનથી તેનેજ સેવે છે—તેવી સ્ત્રી પોતાના પૂર્વ કર્મ યોગે સ્વર્ગગામી થાય અને પછી તેનો સ્વાર્થી સ્વામી તરતજ બીજી સ્ત્રીની સાથે વિવાહ કરવા તૈયાર થાય, એ કેવી અધમ પ્રવૃત્તિ ગણાય? કદિ ગૃહભારની વ્યવસ્થા કરવાની આવશ્યકતા હોય, કાંઇ સતતિ ન હોય, કુટુબનુ પાલન કરવાના તથા ગૃહકાર્યનો નિર્વાહ કરવાના સાધન ન હોય અને તારૂણ્ય વય હોય, તો તેવા પુરૂષે પુન વિવાહિત થવાની જરૂર છે, અને તેવી સ્થિતિ વાળો પુરૂષ જો ફરીથી વિવાહિત થાય તો તે અઘટિત ન કહેવાય. તથાપિ તેણે તેના કાર્યમા દીર્ઘ વિચાર કરવાનો છે. તે સાથે પૂર્વ પત્નીના મૃત્યુ પછી અમુક સમય પસાર કરવાની પણ આવશ્યકતા છે. પણ જેઓ વિધુર થયા પછી તરતજ પૂર્વપત્નીની ઉત્તરક્રિયાની સાથેજ વિવાહિત થવા તૈયાર થનારા છે, તેવા સ્વાર્થી પુરૂષો ખરેખરા ધિક્કારને પાત્ર છે એટલુજ નહી પણ તેઓ ગાર્હસ્થ્ય ધર્મના પવિત્ર માર્ગને નહીં જાણનારા, શ્રાવક સસારને અધમ સ્થિતિમા મુકનારા અને જૈન ગૃહસસારની જગત્મા નિંદા કરાવનારા છે.

આપણો સ્વાર્થી શ્રાવક નથુભાઇ પણ તેનાઓનીજ પંક્તિમા ગણનીય થયો હતો. તેની એક સુલક્ષણવતી સ્ત્રી એક માસ પહેલાજ મૃત્યુ પામી હતી. મરનાર સ્ત્રી કુલીન અને શાંત સ્વભાવની હતી. નથુભાઇનો સ્વભાવ સ્વતંત્ર અને ક્રોધી હતો. તે સાથે તેનામા લોભ ઘણો હતો. લોભની સાથે સ્વાર્થ તો તેનામા વાસ કરીને રહ્યો હતો. નથુભાઈ એક દરદુર્ગુણનો વાસસ્થાન હતો, તે છતા તેની કુલીન કાંતા તેની તન મનથી સેવા કરતી હતી. તેનો ક્રૂર પતિ નથુભાઇ ઘણીવાર તેણીને ગાળો આપતો, તિરસ્કાર કરતો અને અપમાન ભરેલા શબ્દોથી બોલાવતો તે છતા તે શાંત શ્રાવિકા બધુ સહન કરતી અને પોતાનુ કર્ત્તવ્ય કર્યા કરતી હતી. કોઇ વાર નથુભાઈ વ્યાધિગ્રસ્ત થઇ પડતો ત્યારે તેની સ્ત્રી એક શુદ્ધ નિશ્ચયથી તેની સેવા કરતી અને તેના ચીડીઆ સ્વભાવ તરફ ઉપેક્ષા રાખતી હતી.

આવો નીચ નથુભાઇ જ્યારે પોતાની પત્નીએ સ્વર્ગવાસ કર્યો, ત્યારે તે વખતે તેના સ્વાર્થી હૃદયમા પત્નીનુ અને પત્નીની સેવાનુ સ્મરણ થયેલ પણ તે સ્વાર્થને લઈને હતુ. પવિત્ર દંપતિ પ્રેમનો એક અંશ પણ તેનામા નહોતો. પત્નીની ઉત્તરક્રિયા પૂર્ણ થઇ એટલે તે વૃદ્ધ શ્રાવકના હૃદયમા તરતજ સ્વાર્થી વિચારો ઉત્પન્ન થવા લાગ્યા. નથુભાઈને તદ્દન સંતતિનો અભાવ ન હતો. પુત્ર અને પાત્ર સુધી તેનો પરિવાર વિસ્તારિત થયો હતો આમ છતા પણ તે દુર્બુદ્ધિ ડોસો પોતાના અવળા વિચારે દોડાવા લાગ્યો.

એક વખતે સાયંકાળનો સમય હતો. સૂર્ય અસ્તાચળની શિખા ઉપર આરૂઢ થઇ ગયો હતો. તે વખતે શ્રાવકાચારના પચ્ચખાણના નિયમ પ્રમાણે તે વૃદ્ધ શ્રાવક સાયંકાળનુ ભોજન લઇ પોતાની મેડી ઉપર આવ્યો અને પછી તેણે પોતાના હૃદયમા નવાનવા મનોરથો કરવા માંડ્યા—" અરે હું આ છેલે વયે ઘરભંગ થયો. મારી ધનની સ્થિતિ સારી છે. હવે મારે શામાટે પરાધીન રહેવુ? મારા મરવા પછી મારી

છે? હવે મારે બીજી વાર શામાટે ન પરણવું? હું હજુ ક્યાં ઘરડો થઇ ગયો છું. મારી ઉમરના તો પણ જુવાન ગણાય છે. શું હજી બગડી ગયું છે? મારામાં શી તાકાત નથી? ફક્ત વાળ ધોળા થયા તો શું થયું? જો ધારું તો વાળ કાળા કરી શકું તેમ છું. તે સાથે મારા શરીરનો બાંધો કેવો સારો છે? જો હું પરણવાની વાત બહાર પાડું તો હજારો કન્યાઓ મારી આગળ હાજર થશે. મારા જેવા શ્રીમંતને કોણ કન્યા નહી આપે? ફક્ત જો આ શ્રીનગરમાં કોઇ આનાકાની કરે તો ગામ ગામમાં તો હજારો મોટી ઉમરની કન્યાઓ મળી શકે તેમ છે. ઘણા શ્રાવકો મોટી ઉમરની કન્યાઓ થઇ જવાથી મુઝાતા હશે. આ મારવાડ દેશમાં પરણવાને લાયક એવી પુષ્કળ કન્યાઓ વરને શોધ્યા કરે છે. તેમાં પણ ઓસવાળ તો કન્યાઓનું મોટું પીઠું ગણાય છે. વળી ઓસવાળની કન્યાઓ સારા શુકનની મનાય છે. તેમનાથી ઘણાઓના વંશ રહ્યા છે. જોકે મને તો કંકુ સાથે કન્યા મળે તેમ છે, પણ જો કદિ હું એ પૈસા ખરચવાની વાત કરીશ તો મારી આગળ સેંકડો સુંદર કન્યાઓ હાજર થશે. મારી પહેલાની સ્ત્રી જોકે સારી હતી, પણ તે આધેડવયની જુની થઇ હતી. અને હવે તો મને કોઇ સુંદર બાળા પ્રાપ્ત થશે. નવા નવા શ્રૃંગારમાં મારો નવીન પ્રવેશ થશે અને મારી મેડીમાં પલંગ, તથા હીંડોળાનો પૂરેપૂરો લાભ મળશે. હું તે સ્ત્રીની પાસે સર્વ જાતની સેવા કરાવીશ અને મારા હૃદયના બધા મનોરથો પૂરા કરીશ. અહા! શું મારો સંસાર પાછો સુધરી જશે. મારી પૂર્વ સ્ત્રીએ મરીને પણ મને સુખી કર્યો. હવે હું ક્યારે બીજી નવી સ્ત્રી પરણું અને મારા ભાગ્યના ઉંચા શિખર ઉપર ચડું?"

આ પ્રમાણે નિર્બુદ્ધિ નથુભાઈ નવના મનોરથ કરતો હતો અને પોતાના હૃદયમાં અતિશય આનંદ પામતો હતો. છેવટે તેણે નિશ્ચય કર્યો કે, કાલે સવારે મારા કેટલાએક સ્નેહીઓની આગળ આ વાત પ્રગટ કરવી અને કોઈ લાયક કન્યાની તપાસ કરાવવી."

વાચનાર, તમે નથુભાઈના આવા મનોરથોને માટે મનનપૂર્વક વિચાર કરજો અને નથુભાઈની મૂર્ખતાને ધિક્કાર આપજો. પોતાને ઘેર પુત્ર પૌત્રનો પરિવાર હોય, શરીરની સ્થિતિ વૃદ્ધાવસ્થાના દ્વાર સુધી પોહોચી હોય અને મનને વિષયથી વિમુખ કરી ધર્મસાધન કરવાનો સમય પ્રાપ્ત થયો હોય, તે છતા મૂર્ખ ગૃહસ્થો આવા આવા નવીન સસારના આરંભના મનોરથો કરે અને પરિણામે પીડા આપનારા તે મનોરથોને સફળ કરવા યત્ન કરે તે કેના મૂર્ખ શિરોમણિ ગણાય? તેઓને અવિચારી, વિચારક અને અલ્પમતિવાજ સમજવા. તેના અજ્ઞ અલ્પમતિઓને દીર્ઘ વિચાર હોતો નથી. તેઓ વૃદ્ધવયે નવા ગૃહ—સસારની કેવી વિપરીતતા છે? એ વાત જાણતાજ નથી. અજ્ઞાની માણસ પોતાને આ દુનિયાનો જાણે કાયમનો નિવાસી સમજે છે અને દીર્ઘકાળ રહેવાની આશા કરી અનેક કાર્યોનો આરંભ કરે છે, પરતુ અજ્ઞાનથી એટલુ વિચારી શકતો નથી કે હુ બે ચાર ગુન્ય દિવસનો નિવાસી છુ. વિષયમા લપટાએલો જીવ આ સસારના ભોગવિલાસમા મચ્યો રહે છે અને ઘણો ખુશી થાય છે પણ પરિણામે એ ભોગવિલાસ કેવો દુ ખદાયક છે? તેનો જરાપણ વિચાર કરતો નથી. જેમ કોઈમાણસ ભાગે પરતુ મિષ્ટાન્ન ભોજન લઈ તે મારીપેટે ખાય છે અને પેટમા દુખાવો વધારી બહુ હેરાન થાય છે અને તેને તાવ, ઉલટી તથા અતિસાર થઈ આવે છે અને પરિણામે અતિ મૂર્છાવત્ થઈ ઘણીજ દુર્ગંધ કરે તેને બહુ પશ્ચાત્તાપ થાય છે અને હૃદયમા ગરમાય છે. કારણ કે, તેનુ સુખ તો ચાલ્યુ ગયુ અને નકામા તો દુખજ રહ્યુ, જે દુ:ખ પ્રયત્ન કરતા છતા દૂર થઈ શકવાનુ નથી. મતલબ ભોજન જેટલુ સ્વાદિષ્ટ હોય તેટલુજ પરિણામે અધિકાધિક અનિષ્ટકારક હોય છે. તો આ સસારમા જે અતિ વિષયભોગ ભોગવે છે, તે પરલોકમા તેટલોજ દુ ખી થાય છે અને અતિશય વિડબના ભોગવે છે. એટલુજ

નહી પણ આ લોકમા તેને અતિશય દુ ખ ભોગવવુ પડે છે. જેથી તે ઉભય લોકથી ભ્રષ્ટ થાય છે.

અજ્ઞાની નથુભાઇએ ભુવનો ભોગ થઈ પડવા તૈયાર થયો હતો. સસારના નવીન આરભમા મુકાવા તે તત્પર થયો હતો. વૃદ્ધવયમા ઉપહાસ્યનુ પાત્ર બનવાને અને પોતાના શ્રાવક સસારને અધમસ્થિતિપર લાવવાને તેણે નવીન વિવાહ કરવાનો નિશ્ચય કર્યો, અને તેજ ગરજે પોતાના એક મિત્રને ઘેર તેની પ્રેરણા કરવા તે ગયો હતો અને તે ઉપરથી તે મિત્રે હરિચદની ઉપર પત્ર લખેલો અને તેમા હરિચદની નાની પુત્રી મેનાની સાથે તેના સબધની વાત દર્શાવેલી હતી, જે આગળના પ્રકરણમા સ્પષ્ટ કરવામા આવી છે



## प्रकरण ११ मु

### મેનાનુ સ્વપ્નુ



રાત્રિના ચોથા પોહોરનો પ્રવેશ થયો હતો બ્રાહ્મમુહૂર્તમા જાગ્રત થનારા આસ્તિક શ્રાવકો ધર્મજાગરણા કરતા હતા નિષ્પ્રમાદી મુનિઓ પોતાની આવશ્યક ક્રિયા કરવાને તત્પર થતા હતા ક્રિયાનો સમય થયા પેહેલા તેઓ સ્વાધ્યાય ધ્યાન કરતા હતા. પ્રમાદી લોકો ગુલાબી નિદ્રામા મગ્ન થઈ પડ્યા હતા મૂત્રાશયના ભારથી પીડાતા આળસુ લોકો નિદ્રાના લયમા તે પીડાને ભોગવતા પણ મૂત્રોત્સર્ગ કરવાને સાવધાન થતા ન હતા આરોગ્યતાને સેવનારા વ્હેમી મનુષ્યો નિદ્રાના કલાક ગણી પાછા સુઇ જવાને ઇચ્છતા હતા જાગ્રત થયેલા લોભી મનુષ્યો તૈલના વ્યયથી ડરીને દીવા વગર અધકારમા બેસી બેસી દ્રવ્યની ગણના કરતા હતા સામાન્ય લુહાર વેપારીઓ જાગ્રત થઈ પ્રાતઃકાળની ઉઘરાણી કરવા

વિચાર કરતા હતા. વિચારથી વ્યાકુલ બનેલા વ્હેમી શ્રીમતો નિદ્રાના અભાવથી પલંગ પર તરફડીયા મારતા હતા અને સુક્રદ્રષ્ટિ આસ્તિક મિથ્યામતિઓ પ્રભાતીયાના રાગને પોકારી બીજા પાડોશીઓને જાગ્રત કરી આરંભના કાર્યમાં પ્રેરતા હતા. આ વખતે ચંદનગરના લુબ્ધ વેપારી હરિચંદના વંશના એક ભાગમાં તેની પુત્રી મેના ગાઢ નિદ્રામાં સુતી હતી. તેવામાં તેણીને એક અદ્‌ભુત સ્વપ્ન આવ્યું, "જાણે કોઈ કાલ પુરૂષે આવી તેણીના હાથ પકડયા અને તે સાથે તેના કંકણ તુટી ગયા." આ ભયંકર સ્વપ્નમાંથી તે શ્રાવકબાળા જાગી ઉઠી. અને તેણી અત્યંત શોકાતુર થઈ ગઈ. તેણી ક્ષણવાર શોકાતુર થઈ પણ પાછળથી તેણીના આસ્તિક હૃદયમાં ધાર્મિક વૃત્તિ સ્ફુરી આવી એટલે તેણીએ એ દુઃસ્વપ્નને દૂર કરવા પંચપરમેષ્ટીનું સ્મરણ કરવા માંડયું. સ્મરણ કર્યા પછી તે ધ્યાનમગ્ન થઈ, ધ્યાન કરતા કરતા પાછી નિદ્રા આવી ગઈ. નિદ્રા આવી પણ તે સ્વપ્નમય નિદ્રાજ હતી. સ્વપ્નામાં જે ભાવ તેણીની સ્વપ્નદૃષ્ટિએ જોવામાં આવ્યો હતો, તે ભાવનું વારંવાર સ્વપ્નરૂપે આવર્ત્તન થવા માંડયું. ક્ષણવારે પાછું બીજું સ્વપ્ન તેના જોવામાં આવ્યું. 'જે કાળ પુરૂષે તેના કરકંકણ તોડ્યા હતા, તે કંકણ કોઈ બીજા સુંદર પુરૂષે આવી પેહેરાવ્યા અને તેણીના લલાટમાં કુંકુમનું તિલક કર્યું." આ શુભ સ્વપ્નથી આનંદ પામતી મેના જાગ્રત થઈ. તે પુનઃ પંચપરમેષ્ટીનું સ્મરણ કરી હૃદયમાં વિચારવા લાગી—'અહા! આવી રીતે શુભાશુભ સ્વપ્ન મને કેમ આવ્યા હશે! આ સ્વપ્નાનું સૂચન મારા ભાગ્યપર શું થવાનું હશે? સ્વપ્નામાં મારા સૌભાગ્યના ચિન્હોને તોડનાર કાળપુરૂષ કોણ હશે? પુનઃ કોઈ સુંદર પુરૂષે આવી પાછા મને તે કંકણ પેહેરાવ્યા અને મારા લલાટમાં કુંકુમનું તિલક કર્યું, એ પણ શું હશે? આ ઉભય સ્વપ્ન મારા ચિત્તને આશ્ચર્યમગ્ન કરે છે. હું અશુભ અને શુભની વચ્ચે કેવી રીતે આવીશ? વળી હજુ હું વિવાહિત થઈ નથી મારા સૌ-

ભા યને સાચવનાર કોઈ પણ તરફ આપક મારા વિવાહ સબ નિશ્ચિત થયો નથી. મારા લુબ્ધ પિતા માન સબંધને માટે કેવા ચાર બાંધતા હશે? મારી માયાળુ માતા માન ભનિ યનો ગો િ કરતા હશે? પૂર્વકર્મનાઉદય કેવો હશે? મારા કર્મો મને કેના ભવિ થઇ જશે? એ વાર્તા જ્ઞાની મહારાજને ગમ્ય છે હું કંઈપણ ક શકતી નથી"

આ પ્રમાણે મેના અનેક તર્ક વિતર્ક કરતી હતી. ક્ષણમા અને મનમા હુષ ધારણ કરતી હતી શોક અને હુષના તરંગો હ યની સપાટી ઉપર ઉછળતા હતા. તેનામા અરૂણો ય થઇ ગ નિશારૂપ નારી નિર્ધને મુક્ત કરી ચાલી ગઇ ઉદયગિરિ ઉપર ગગ જિનો રથ બાહેર નીકળવા તૈયાર થયો. મુ વહૃદયા મેના પોતાના ત્યના નિયમમા પ્રવર્ત્તી તથાપિ તેણીના હૃદયમાથી સ્વપ્નવિચાર થયા નહી ક્ષણેક્ષણે એજ વિચાર તેના હૃદયમા આવ્યા કરતા હ

મેના નિત્યના નિયમ પ્રમાણે શૌચ વિધિ કર્યા પછી માતાપિત દર્શન કરવા આવી પ્રથમ પિતાના ચરણમા વન્દના કરી. લુબ્ધ િ પોતાની પુત્રીને વદન કરતી જોઇ મલિન વિચાર કરવા લાગ્યો. ' પુત્રીને સાથે પેલા શ્રીનગરના આનન્દ ગૃહસ્થ નથુભાઈનો સબંધ સ ર થાય તો વધારે લાભ થાય, આ કન્યારત્નથી મને મહાન્ લાભ જો પ્રભુ મારા મનોરથ પૂરા કરે." લુબ્ધ હૃદય મેનાને દેખી મલિન વિચાર કરવા લાગ્યો તે પછી સુન્દર હૃદયા મેના પોતાની મ પ્રભાને પગે લાગવા આવી પ્રભાએ પોતાની પુત્રીને આશીષ આ પણ તે વખતે તેણીના નેત્રમાથી અશ્રુબિંદુ ટપકવા લાગ્યા તે બિ ઓથી મેનાનું નમેલુ મસ્તક ભીંજાયુ ચતુર સુતા સંભ્રમ પામી ઉ જોઇ બોલી—"માતા કેમ રૂવો છો શુ મારાથી આપને કાંઈ દુઃખ છે? તમે મને જોઇ હમેશા ખુશી રહો છો અને આજે શોકાતુર થવ શુ કારણ છે?" સદ્ગુણોના પ્રભાવથી પ્રકાશિત પ્રભા બોલી—"બે

કાઇ નહીં, એતો અમસ્તા આસુ આવી ગયા. જેમ શોકનાં આસુ આવે છે, તેમ હર્ષના પણ આસુ આવે છે." મેના ઉતાવળથી બોલી—"આ, સાચુ કહો. આ વખતના તમારા આસુ હર્ષના નથી. એ તમારી મુખમુદ્રા કહી આપે છે વળી આ અશ્રુપ્રવાહ મને જોઈનેજ પ્રવાહ થયો છે. તમારા અશ્રુપાતનુ કારણ હુ પોતેજ બની છુ. મારાથી કાઇપણ અપરાધ થયો હોય તો ક્ષમા કરજો. પુત્રી કુપુત્રી થાય પણ માતા કુમાતા થતી નથી. માતા, કૃપા કરી જે સત્ય હોય તે જણાવો. જ્યાસુધી તમે અશ્રુપાતનુ કારણ જણાવશો નહી ત્યાસુધી મારા હૃદયમા પરિતાપ થયા કરશે. આપ ન્યાયી માતા આ પુત્રીને પરિતાપ નહી આપો."

મેનાના આ વચન સાભળી પ્રભા ખિન્નમને બોલી—"બેટા, તારી આગળ સત્ય વાત કહેવાથી તને વધારે ખેદ થશે. તારા મુગ્ધ હૃદયને વધારે પરિતાપ થાય, તેમ કરવુ, એ યોગ્ય નથી. બ્હેન, હવે વધારે આગ્રહ કરી મને પુછીશ નહી. તુ છોકરુ કહેવાય. વડિલોએ કેટલી એક વાત છોકરાના આગળ ન કહેવી જોઇએ."

"માતા, તમારૂ કહેવુ ખરૂ છે, પણ જે છોકરૂ સમજણુ થયુ હોય અને સુખદુઃખના સ્વરૂપને જાણતા શીખ્યુ હોય, તેની આગળ યોગ્ય વાતચિત કરવામા કાઈ હરકત નથી. જો કે તમારી આગળ હુ એક મુગ્ધ બાળક છુ, તથાપિ તમે મને કેળવણી આપી સુશિક્ષિત કરી છે. તમે અપાવેલી સ્રીકેળવણીએ મને બાલ્યવયમા પ્રૌઢતા બક્ષી છે. યોગ્ય અયોગ્ય, હિત અહિત, શુભ અશુભ અને સારાસારનો વિવેક મારામા કેળવણીના પ્રભાવથી પ્રાપ્ત થયેલ છે. જો કે તમારી સમક્ષ આવા આત્મ પ્રશસાના વચનો કહેવા, તે મને યોગ્ય લાગતુ નથી, તથાપિ આ વખતે તમારા અશ્રુપાતનુ કારણ જાણવાની યોગ્યતા બતાવવાને મારે તમારી આગળ આત્મપ્રશસા કરવી પડી છે. હે જનની!

મને તમારા અશ્રુપાતનું કારણ જણાવો. ' તે જાણુવાથી મને પરિતાપ થશે.' એવું જે તમે માનો છો, તે તમારી માન્યતા દૂર કરજો. કારણકે, તમે મને કેળવણીરૂપ કલ્પલતાની શીતળ છાયામાં બેસાડી છે. એ શીતળ છાયાના પ્રભાવથી ગમે તેવા સુખ દુઃખના પ્રસંગો આવે તોપણ મારા હૃદયને પરિતાપ નહીં થાય. હું મન મર્દન કરવાને સમર્થ થઈ શકીશ. જ્ઞાનનો દિવ્ય પ્રભાવ મારી મનોવૃત્તિને સ્થિર રાખશે. એટલુંજ નહીં પણ આવી પડેલા વિપત્તિના પ્રસંગોમાં તે મારી રક્ષા કરશે."

મેનાના આવા વિદ્વત્તા ભરેલા વચનો સાંભળી તેની માતા પ્રભા પ્રસન્ન થઈ ગઇ. તેણીના હૃદયમાં ખાત્રી થઈ કે, 'મેના ખરેખર પ્રબુદ્ધ હૃદયા થઈ છે. કેળવણીનું શુદ્ધ સ્વરૂપ તેણીના શુદ્ધ હૃદયમાં પ્રકાશિત થયેલું છે તેથી તેનામાં સારી સમજૂતી આવી છે. કદિ તેણીને સત્ય વાત કહેવામાં આવે તોપણ તે દીર્ઘદર્શી દુહિતા વિશેષ પરિતાપ કરશે નહીં. તે સારી રીતે હૃદયમાં વિચારી પ્રવર્તશે.' આવું વિચારી પ્રભા મંદસ્વરે બોલી—"બેન, તું ડાહી છે. તારામાં કેળવણીના ઉત્તમ ગુણો આરૂઢ થયા છે તેથી તારી આગળ સત્ય વાત કહેવામાં અડચણ નથી. તથાપિ તું મારી વાત સાંભળી પરિતાપ કરીશ નહીં. જો તારા ભાગ્યનું બળ હશે, તો તું ભવિષ્યમાં સુખી થઈશ. હું તને જે વાત કહું તે વાત હજુ નિશ્ચિત થઈ નથી. માત્ર નિશ્ચય ઉપર આવવાની તૈયારીમાં છે. તમે ' તારા પિતા તારો સંબંધ એક વૃદ્ધ પુરૂષની સાથે કરવા ઈચ્છે છે. તે પુરૂષનું નામ નથુભાઈ છે અને તે શ્રીનગરનો ધનાઢ્ય શ્રાવક છે. ગઈ કાલે સાંજે [illegible] આવ્યો છે અને તેમાં તે લખે છે કે, ' હું થોડા દિવસમાં [illegible] આવીશ.'

આ [illegible] મારા મનમાં

મોટે [illegible] વૃદ્ધ

પતિને [illegible]

દુઃખ થઇ જાય છે અને તેને માટે શા ઉપાય લેવા ! તેની વિચાર માળામા હુ મગ્ન થઈ રહી છુ. મને કોઇ પણ ઉપાય સૂઝતો નથી, તેમ પતિ વિરુદ્ધ કાંઇ પણ છુપી રીતે કામ કરવુ, તે મને યોગ્ય લાગતુ નથી. શાસન દેવતા સહાય કરે તોજ આ વિપત્તિમાથી તારો ઉદ્ધાર થાય તેમ છે. મે ઘણો પ્રયત્ન કર્યો તોપણ તારા લુબ્ધ પિતા એકના બે થતા નથી. તેના લુબ્ધ હૃદયમા મારો ઉપદેશ જરા પણ પ્રવિષ્ટ થતો નથી. હવે શુ કરવુ ? એ મને સૂઝતુ નથી. આજે આખી રાત હુ તેજ ચિંતામા જાગ્રત રહી છુ. અત્યારે પ્રાતઃકાળે નિત્યના નિયમ પ્રમાણે તુ મને વદન કરવા આવી, ત્યારે મને એ વાતનુ સ્મરણ થવાથી મારા નેત્રમા અશ્રુ આવ્યા હતા. બેટા, તારી સુદર મનોહર મૂર્ત્તિ જોઇ મને વધારે લાગી આવ્યુ, તે સાથે મારા હૃદયમા થયુ કે, શુ તારો નિર્દય પિતા તારી તરફ નહી જોવે ? શુ હંસીને કાગની સાથે જોડતા તેને વિચાર નહીં થાય ? આવા ક્રૂર અને બાળઘાતી પિતાઓ આ જગતમા કેટલા હશે ? પોતાની પ્રબુદ્ધ બાળિકાને નિરક્ષર વૃદ્ધ નરપશુની સાથે જોડનારા પિતાને અને માતાને ધિક્કાર છે. આવા દુરાચારથીજ અવસર્પિણીકાળનો મહિમા વધ્યો છે. બ્હેન, તારા પિતાની બુદ્ધિ લોભ વશ થઇ ગઇ છે, તેઓ લોભના અનિવાર્ય પ્રવાહમા તણાઈને આવો દુરાચાર કરવા તૈયાર થયા છે; તથાપિ તુ ચિંતા કરીશ નહીં. જો શાસન દેવતાની અને તારા પૂર્વ પુણ્યની સહાય હશે તો સર્વે સારા વાના થશે. તારી ભાગ્યદેવી પ્રસન્ન હશે તો આ મહાકષ્ટમાથી તારો ઉદ્ધાર થઇ જશે. વિશેષ પરિતાપ કરીશ નહી. તારા જેવી વિચક્ષણ બાળાએ પરિતાપ કરવો યોગ્ય નથી." માતાના આવા વચન સાભળી મેના ક્ષણવાર સ્તબ્ધ બની ગઇ. તેના હૃદયમા ભારે આઘાત થઇ ગયો. તેણીએ નેત્રમા અશ્રુ લાવી કહ્યુ, " બા, તમારી વાત સાભળ્યા પહેલાજ મારા હૃદયમા પરિતાપ થતો હતો. આ ગઇ રાત્રે મને બે સ્વપ્ન આવ્યા છે. એક ભયકર અને બીજુ શાતિકર છે. મારા સ્વપ્નાની

વાર્તા તમારી વાર્તાને મળતી આવે છે. મારા પિતાએ જે વિચાર કર્યો છે, તે વિચાર મારા ભયકર સ્વપ્નને સૂચવે છે. અને તમારો આ લખનનો વિચાર મારા શુભકર સ્વપ્નથી સૂચિત થાય છે" આજે, રાત્રિને ચોથે પોહોરે એક કાળપુરૂષે આવી મારા હાથ પકડ્યા. અને મારા સૌભાગ્યના કંકણ તોડી નાખ્યા" એ સ્વપ્નને અંતે હું પરિતાપ કરતી જાગ્રત થઈ. પછી ક્ષણવારે દૈવયોગ એ પરિતાપમાજ નિદ્રાધીન થઈ ગઈ તેવામા મને બીજા સ્વપ્નનો દેખાવ થયો 'જાણે કોઈ સુદર પુરૂષે આવી પાછા મારા હાથમા કંકણ પેહેરાવ્યા અને મારા લલાટમા કુંકુમનુ તિલક કર્યું' આ સુદર સ્વપ્ને મારા પૂર્વતાપને શમન કર્યો, તથાપિ તે તદ્દન શમી ગયો નથી. અદ્યાપિ તે ક્ષણેક્ષણે જાગ્રત થાય છે. અને વિનુસ થઈ ગયેલા મારા પરિતાપને પુન સતેજ કરે છે. બા, એ શુ, હશે? મને તો એમ લાગે છે કે, તમે મારા પિતાશ્રીનો જે કુવિચાર હમણા પ્રગટ કર્યો, તે વિચારને અનુસરતોજ મારા સ્વપ્નનો દેખાવ છે. જો મારા પિતા તે વૃદ્ધ પતિની સાથે મારો સબધ જોડશે તો મારા સૌભાગ્યના ચિહ્નરૂપ કંકણનો નાશ થશે. એ અર્થને મારૂ પ્રથમનુ સ્વપ્ન બરાબર સૂચવી આપે છે. પાછળથી જે શાતિકારક સ્વપ્ન અવલોકનમા આવ્યુ, તેનો અર્થ મારા જાણવામા આવતો નથી એ શુ કારણ હશે? અને અનિષ્ટ ઉપર ઇષ્ટ થવાનો એ કેવો યોગ હશે? તેનુ સ્પષ્ટીકરણ મારા હૃદયમા થતુ નથી. તે વાત તો જ્ઞાનિગમ્ય છે. મારી જ્ઞાનશક્તિ તે જાણવાને સમર્થ નથી. માતા, વિશેષ ચિંતા કરો નહી. મારા ભાગ્યમા જે થવાનુ હશે, તે થશે આ બધુ વિશ્વ કર્મને આધીન છે કર્મની શક્તિ આગળ માનુષી શક્તિ શા હિસાબમા છે? તથાપિ પ્રયત્ન કે કોઈ ઉપાય કરવો એ આપણુ કર્ત્તવ્ય છે જેથી મારા પિતાના વિપરીત વિચાર ફરી જાય તેમની મનોવૃત્તિમા પોતાની પ્રજાની શુભેચ્છકતા પ્રગટ થઇ જાય. અને તેમની અજ્ઞાનતા તથા લુબ્ધવૃત્તિ વિનષ્ટ થઇ જાય એવો કોઈ ઉપાય એવી કોઇ યુ

ક્તિ અને એવી કોઇ યોજના બતાવો કે જેથી તમારી વર્તમાનની અને મારી ભવિષ્યની ચિંતા દૂર થઇ જાય હે માયાળુ માતા, તમે માત્ર ખરેખરા હિતેચ્છુ છો. પિતા તો અનિષ્ટ અને અહિત કર્ત્તા થઇ પડ્યા છે. તે પોતાની નિર્દોષ અને તાબામા રહેનારી પ્રજાને પીડના પ્રવર્ત્યા છે. 'માતા અને પિતા બાળકના મોટા ઉપકારી છે,' એ નીતિપાઠ તમને વિદિત છે અને તે શિક્ષણ તમેજ મને સમજાવ્યુ છે. તેથી મારે મારા ઉપકારી પિતાની નિંદા કરવી યોગ્ય નથી. તે મને ઉપાલંભપૂર્વક ગાળો કે શ્રાપ આપવા એ પણ કુલીન બાળકને ઘટતુ નથી. તથાપિ તેમનુ ઘોર કૃત્ય તરફ નજર કરતા મને તેમની તરફ ભારે તિરસ્કાર છુટે છે. એટલુ જ નહી પણ અતિશય અભાવ આવે છે. જે પિતા દ્રવ્યનો લુબ્ધ બની પુત્રીના સર્વ સુખનો છેદક થાય, જે પિતા સ્વાર્થ સાધવાની ઇચ્છાથી પોતાના સંતાનનુ વિપરીત કરે અને જે પિતા પોતાની શક્તિ છતા સંતતિને કેળવણીના સ્વાદુફળ ચખાડે નહી, તે પિતા સર્વરીતે નિંદનીય છે. તથાપિ મારા પિતાએ મને કેળવણી અપાવી છે તેથી તે ઉપકારી પિતાની મારે નિંદા કરવી યોગ્ય નથી તે મારે સદા વંદનીય અને પૂજનીય છે. પિતાની નિંદાના શબ્દોથી મારૂ મુખ અપવિત્ર ન થાઓ. જ્યા મારા કર્મનો દોષ ત્યા એ બીચારા પિતા શુ કરે' ઉદય આવેલા મારા પૂર્વના કુકર્મોએ એ પૂજ્ય પિતાને મારે માટે વિપરીત માર્ગ દોર્યા હશે. તેમની મનોવૃત્તિ મારી તરફ અનાદર દાયક થઇ હશે. બા, હવે મારા નશીબ મારી પાસે, તમારાથી બનતે ઉપાય કરી મને પિતાના ક્રૂર કર્મમાથી બચાવો. તમારા સિવાય મારૂ કોઇ ઉદ્ધારક નથી. પુત્રીને સર્વ સ્થળે માતાનુજ શરણ હોય છે. અનેક પ્રકારના કષ્ટના પરિતાપથી તપ્ત થયેલી પુત્રીને માતાના હસ્તની શીતળ છાયાજ શાંતિ આપે છે."

મેનાના આવા કરૂણાજનક શબ્દો સાંભળી માતા સાશ્રુવદના થઇ ગઇ, તથાપિ મેનાના બીજા શુભ સ્વપ્નથી હૃદયમા હિંમત લાવી

તે બોલી—"બેટા, ચિંતા કરીશ નહીં, તારા હૃદયની શુદ્ધતા અને તારી કેળવણી તારી રક્ષા કરશે તારા શુભ સ્વપ્ના ઉપરથી ખાત્રી થાય છે કે, તુ આખરે સુખી થઇશ. એ શુભ સ્વપ્ન તારા પિતાની ધારણાને નિષ્ફળ કરશે અને તારી ઇચ્છાને સફળ કરશે. વિપત્તિના મહાસાગરમાથી તારો ઉદ્ધાર કરનાર એ સ્વપ્નુજ છે. મને એ સ્વપ્ના ઉપર વધારે દૃઢતા છે, અને મારા હૃદયમા તે ઉપર પૂર્ણ પ્રતીતિ પ્રગટ થાય છે. જૈનશાસ્ત્રમા સ્વપ્નાનુ માહાત્મ્ય સ્પષ્ટ રીતે દર્શાવ્યુ છે. અનેક આત્માઓ પોતાના શુભ સ્વપ્નનુ ફળ મેળવવાને ફત્તેહમદ થયેલા છે તીર્થંકરો, ચક્રવર્ત્તીઓ અને અર્ધચક્રીઓની માતાઓ શુભ સ્વપ્નના દર્શનથી સપૂર્ણ ઉદય પામેલા છે. બ્હેન, તુ વિદુષી છે તે આર્હત ધર્મના અનેક પુસ્તકો વાચેલા છે હવે જરાપણ ચિંતા રાખીશ નહીં. શાસન દેવી અને કુળદેવી તને સહાય કર્યા વિના રહેશે નહીં. તે કરેલી જ્ઞાનની ઉપાસના તારા સસારમા સુખદાયક થશે. માતાના આ વચનો સાભળી મેના હૃદયમા શાંત થઈ અને તે આત્મબળ ધારણ કરી કર્મ ઉપર આધાર રાખી સતુષ્ટ થઈને રહી હતી.

## प्रकरण १२ मु

### અબલાની અરજી

ગગનમણિ પોતાનુ કર્ત્તવ્ય પૂર્ણ કરી સિંધુની સપાટી ઉપરથી નિરાય થઈ ગયો છે. ચદ્ર પોતાનુ કર્ત્તવ્ય બજાવવાને ગગનતળ ઉપર પ્રકાશિત થયો છે આખો દિવસ ઉદ્યોગ કરી શાંત થઇ ગયેલા લોકો વિશ્રાંતિ લેવાને મગ્ન બને છે કામી લોકો વિષય વિકારના મનોરથ પૂર્ણ કરવાની રાહ જુવે છે વિદુષી વધુઓ પોતાના પતિઓની સાથે શય્યા ઉપર વિદ્યાવિનોદ કરવાના સકલ્પ—વિકલ્પ કરે છે અજ્ઞાન

અબળાઓ પતિ સાથે કલહ કરી અને પ્રકારની મન કામના પૂર્ણ કરવાની ધારણા કરે છે. વ્યાપારી લોકો નિવૃત્તિના કાર્યો કરવાને એકઠા મળી બેઠા છે. અને નિર્ગુણી લોકો ગુણી લોકોની નિંદા કરી હૃદયમા રાજી થાય છે.

આ સમયે એક પુરૂપ પોતાના દિવાનખાનામા બેઠાબેઠા વિચાર કરે છે. તેના હૃદયમા અનેક પ્રકારના સંકલ્પ—વિકલ્પો થયા કરે છે. તેના દરેક વિચારો વિદ્વત્તા અને દીર્ઘદ્રષ્ટિથી ભરપુર છે. જે વિચારોથી તેનુ હૃદય આક્રાંત થયેલુ છે, તે વિચારોનુ શુભ પરિણામ લાવવાને તે દૃઢ નિશ્ચયપર આવે છે, તથાપિ કેટલાએક સંયોગો તેના દૃઢ નિશ્ચયને શિથિલ કરી નાખે છે.

આ વખતે એક પુરૂપ તેની પાસે આવ્યો. તેણે તેને પ્રણામ કરી હાથમા પત્રિકા આપી કહ્યુ, "ભાઇ સાહેબ, આમા સહી કરો." તે પુરૂપે પોતાના વિચારજાળમાથી મુક્ત થઇ તે પત્ર હાથમા લીધો તેમા નીચે પ્રમાણે લખેલુ હતુ —

"જૈન શ્રેય સાધક વર્ગના મેમ્બર સાહેબો,"

આજે ખાસ ખાનગી કાર્ય પ્રસંગને લઇને વર્ગની કાર્યસભા મળવાની જરૂર પડી છે, તો રાત્રિના સાડાઆઠ વાગે વર્ગના મુકામમાં આવવા કૃપા કરશો.

લી૦ ધર્મચંદ્ર,
જૈન શ્રેય સાધક વર્ગના સેક્રેટરી

આ પત્ર વાચતાજ તે પુરૂપના વિચારજાળમા વધારો થયો. તેણે તરતજ તે પત્ર ઉપર સહી કરી તે લાવનાર માણસને વિદાય કર્યો તે માણસ ગયા પછી તે તરુણ તત્જ બેઠો થયો. તેણે ઘડીયંત્ર જોયુ ત્યા સાડા સાત વાગ્યા હતા. વર્ગમા જવાનો માત્ર એકજ કલાકનો વિલંબ હતો

વાચનાર, આ તરુણને ઓળખવાને આતુર થયા હશો. તે તરુણ

પુરૂષોત્તમ શેઠનો દીકરો વિવેકચંદ્ર છે. જૈનવર્ગના પ્રસંગમાં તેની ઓળખાણ આપેલી છે, તથાપિ પુનઃસ્મરણ આપવાના ખાતર તેનું કિંચિત્ દર્શન કરવું જોઈએ. વિવેકચંદ્ર એક સારો વિદ્વાન લેખક છે. તે સાથે જૈન શ્રેય સાધક વર્ગનો કાર્યવાહક મેમ્બર છે. તેના તરફથી પ્રગટ થતા આત્મકલ્યાણ માસિકમાં તેની તરફથી ઘણા લેખ આવે છે. તેના વિદ્વત્તા ભરેલા લેખોનું વાચન જૈન પ્રજામાં વિશેષ રૂચિકર થયું છે.

વર્ગ ભરવામાં એક કલાકની વિલંબ હતી, તે જાણી વિવેકચંદ્ર પોતાના લેખનપીઠ ઉપર કોઈ નવીન વિષય લખવા બેઠો હતો. એ વિષય તેના હૃદયના નવીન વિચારના ઉદ્ગારરૂપે હતો. વિચક્ષણ વિવેકચંદ્ર લખવામાં ત્વરાવાળો હતો. પત્રરૂપ રંગભૂમિ ઉપર તેની લેખનીનર્તકી જેમ નૃત્ય કરતી હતી અને એક ધારાએ ચાલતી હતી તે છતાં તેમાંથી મધુર અને છટાદાર ભવ્ય ભાષા પ્રગટ થતી હતી. લેખનો કેટલોક ભાગ લખાયા પછી વિવેકચંદ્રે ઘડિયાળ તરફ જોયું, ત્યાં સાતઆઠમાં દશ મિનિટ ઓછી હતી. તરત તે બેઠો થયો. સભ્યને છાજે તેવો વેશ પહેરી ઘરની બાહેર નીકળ્યો અને વર્ગના સ્થાન પાસે આવ્યો.

જૈનશ્રેય સાધક વર્ગનું સ્થાન ચૌટાને મધ્યભાગે મેડીપર આવ્યું હતું. તે સ્થાન ઘણું વિશાળ અને સુશોભિત હતું. ચારે તરફ વિવિધ પુસ્તકોના કબાટો ગોઠવેલા હતા. અંદર ભિંત દીવાલો ઉપર પ્રાચીન વીર પુરૂષોના અને મહાત્માઓના ચિત્રો ગોઠવેલા હતા. એક તરફ પ્રાચીન તીર્થોના અને ભવ્ય જિનાલયોના પાટીઆ આંટ્યા હતા. મધ્યભાગે સામી દીવાલ ઉપર વર્ગના નિયમોના પત્રકો વિશાળાક્ષરોથી લખીને લગાવ્યા હતા. માસિક વેતનવાળા અને વિના વેતને કાર્ય કરનારા કાર્યવાહકોની જુદી જુદી બેઠકો ગોઠવેલી હતી. ઉપરભાગે ગોઠવેલું મોટું ઘડીયાળ અર્ધ તથા પૂર્ણ કલાકે મધુર ધ્વનિ કરી રહ્યું હતું. વર્ગના આવા સભાસ્થાનમાં વિવેકચંદ્રે પ્રવેશ કર્યો. બીજા

સભ્યો તેને જોઈ ખુશી થયા અને તેને યોગ્ય આસને બેસાર્યો. સર્વ સભ્ય મંડળ આવી ગયા પછી વર્ગના પ્રમાણિક મંત્રી વસંતચંદ્રે સભા મળવાનું કારણ નિવેદન કરી પ્રમુખ સ્થાનને માટે યોજના કરી. સર્વાનુમતે તે નિમે વિવેકચંદ્રને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું. કારણકે, જુદા જુદા કાર્ય પ્રસંગે જુદાજુદા પ્રમુખો સ્થાપવાનો એ વર્ગનો નિયમ હતો.

પ્રમુખે પોતાનું આસન સ્વીકાર્યા પછી ધર્મચંદ્રે વર્ગના નામ ઉપર આવેલો એક ખાનગી પત્ર પ્રમુખની આગળ રજુ કર્યો. સર્વની સંમતિથી વિવેકચંદ્રે તે પત્ર નીચે પ્રમાણે વાંચ્યો.

શ્રી જૈન શ્રેય સાધક વર્ગના માનવંતા મેમ્બરોની સેવામાં.

"આપ કૃપાળુ સાધર્મી બંધુઓને વિનંતી કરવાની કે, હું એક બાળશ્રાવિકા આપની સાધર્મી બ્હેન છું. મારા પિતા લોભને વશ થઈ મારા સમાગમસુખનું ખંડન કરવાને તૈયાર થયા છે. શ્રીનગરના કોઈ નથુભાઈ નામના વૃદ્ધની સાથે મારો વિવાહ સંબંધ જોડવા તેમની ઈચ્છા થઈ છે. આ કાર્ય હજુ સિદ્ધ થયું નથી, પણ તેની ઘણી ખરી યોજના થઈ ગઈ છે. આ મહાન્ અનર્થ થવાના ભયથી મારી માતા કંપી ચાલ્યા છે. અને તે માયાળુ માતાની મારી તરફ પૂર્ણ લાગણી હોવાથી તેણીના હૃદયમાં શોકાનળ પ્રજ્વલિત થયો છે. મારું રક્ષણ કરવાને તેણી ઘણો પ્રયત્ન કરે છે, તથાપિ મારા લુબ્ધ પિતાની પાસે તેણીનું કાંઈપણ ચાલતું નથી. અમે બંને મા દીકરી નિરૂપાય થઈને આપના વર્ગની શરણે આવ્યા છીએ. જૈન શ્રેય સાધકવર્ગ સર્વ જૈનપ્રજાનું શ્રેય કરવાને સમર્થ છે, એવું ધારી મેં મારી માતાની સંમતિથી આ પત્ર લખ્યો છે. મને પૂર્ણ આશા છે કે, વર્ગના અંગભૂત આપ સર્વ બંધુઓ આ તમારી દુઃખી સાધર્મી બ્હેનને શરણ આપી તેનો આ મહાદુઃખમાંથી ઉદ્ધાર કરશો."

લી૦ શરણાગત બાળશ્રાવિકા

ના જયજિનેંદ્ર.

ઉપર પ્રમાણે વિવેકચંદે તે પત્ર વાચી સભળાવ્યો તે સાભળ તા સર્વ સભ્યો સાશ્રુવદન થઇ ગયા સર્વના હૃદયમા દયાના અકુરો પ્રગટ થઈ આવ્યા. પત્ર સાભળ્યા પછી મન ગમ્યોએ 'તેનુ શુ કરવુ' એ વિષે ચર્ચા કરવા માડી. છેવટે સર્વાનુમતે ઠરાવ કર્યો કે, "ગમે તે યુક્તિ કરીને પણ મેનાને દુખમાથી મુક્ત કરવી અને તેણીના શ્રાવકસસાર સુખરૂપ બનાવવો." આ ઠરાવ ઉપર દરેક મેમ્બરની સહી લેવામા આવી. હવે તે ઠરાવ કેવી રીતે અમલમા લાવવો ? તે સબધી વિચાર કરતા છેવટે નિશ્ચય થયો કે, ' આ રોહિરના સઘને 'એકત્ર કરી વૃદ્ધ વિવાહ ન કરવાનો નિયમ પ્રસાર કરાવવો અને જો કદિ સઘમા બે મત થાય તો આપણા ધર્મરાજ્યની મદદ લેવી." આવો નિશ્ચય કરી કેટલીએક ઉપયોગી ચર્ચા કરી વર્ગના સમાજ વિસર્જન થઈ ગયો. તે સાથે આપણી વાર્ત્તાની વિદુષી ઉપનાયિકા મેનાનુ દુખ પણ વિસર્જન થઇ ગયુ

વિવેકી વિવેકચદ્ર પ્રમુખપદમાથી મુક્ત થઈ પોતાને ઘેર આવ્યો. અને તેના હૃદયમા મેના સબધી વિચારોજ થવા લાગ્યા અને તેજ વિચારમા તે ધર્મવીર યુવાન નિદ્રાને આધીન થઇ ગયો.

જૈન શ્રેય સાધકવર્ગનો મત્રી ધર્મચદ્ર સભ્યમડલમાથી પોતાને ઘર આવ્યો અને તેણે પોતાના કુટુબવર્ગને એકત્ર કરી મેનાની જે હકીકત બની હતી, તે ગુહ્ય રાખવાની શરતે પ્રગટ કરી

ધર્મચદ્રની બ્હેન વિદ્યા પોતાની સહાધ્યાયિની સખી મેનાનુ દુખ જાણી હૃદયમા દુખી થઈ તેણીએ પણ પોતાની સાધર્મિણી સખીને બનતી સહાય આપવાનો નિશ્ચય કર્યો અને તેણીએ પોતાના બધુ ધર્મચદ્રને મેનાને સહાય કરવાને ભલામણ કરી જેથી ધર્મચદ્રના હૃદયમા મેનાને માટે વિશેષ લાગણી પ્રગટ થઈ.



## प्रकरण १२ मुं.

### જૈનલગ્ન વિધિ.

---

મેનાની અરજી આવ્યા પછી જૈન શ્રેય સાધક વર્ગના મુખ્ય મેમ્બરોએ ગુપ્ત રીતે મળી એવો વિચાર કર્યો હતો કે, આપણે ચંદ્રનગરના સંઘને એકઠો કરી વિનતિ કરવી કે, "આપણી જૈન કોમમા વેદવિધિથી લગ્ન થાય છે તેનો અટકાવ કરવો જોઈએ. આપણો આ વિચાર જો સફળ થાય તો પછી જૈનલગ્નવિધિ કરાવનાર આપણા આશ્રિત શાસ્ત્રીને આપણે સૂચના આપીશુ કે, જો ધર્મ્ય વિવાહ થતો હોય, તો તે વિધિ કરાવવામા તેણે ભાગ લેવો, નહીં તો તે વિધિ તેનાથી થઈ શકશે નહિ."

આ વાત સર્વ અગ્રેસર મેમ્બરોને રૂચિકર થઈ અને રાત્રે તે વાત અમલમા મુકવાનો તેમણે નિશ્ચય કર્યો હતો.

પછી તેમણે જૈનશ્રેય સાધક વર્ગના સર્વ મેમ્બરોને એકઠા કરી સંઘના આગેવાનોને બોલાવાને એક વિનતિપત્રિકા લખીને મોક્લાવી તે પત્રિકામા તેમને રાત્રે સાત વાગે આવવાને લખેલુ હતુ.

સંઘના આગેવાનોમા કેટલાએક ગોઠીઆઓ વર્ગની વિરૂદ્ધ હતા તેમ કેટલાએક વર્ગની તરફેણમા પણ હતા. તે સર્વમા ધર્મચંદની [illegible] ન વીણાનો પતિ પ્રેમચંદ વર્ગની વિરૂદ્ધ વિશેષ હતો. તે [illegible] તરફ અનાદર બતાવતો અને હૃદયમા વૃથા દ્વેષ કરી [illegible] તો હતો.

પ્રિય વાચનાર, તમે આ વિષે આશ્ચર્ય પામશો નહીં [illegible] ટલાએક અગ્રેસરોમા એ કુબુદ્ધિ વિશેષ જોવામા આવે [illegible] ન્યથા સારૂ કામ કરવાને તત્પર થાય છે. તો તેમા [illegible]

કે ભા । આગેવાનોજ હોય છે તથાપિ માને ભાગ્યે કરક આોના નોમા એ બુદ્ધિ ઉત્પન થતી નથી. કેટલાએક ધર્મી, પ્રમાણિક અને નીતિવાળા હોવાથી તે મ સ્થાઓ નભી શકે છે, નહી તો તેની મ સ્થાઓમા અનેક જાતના વિઘ્ન ઉત્પન થયા વગર રહેતા નથી જેઓ સ ઘમા શ્રેષ્ઠપદને પામી તેની ન સ્થાઓને નદ્‌ાયભત થનાર છે, તેઓ જનમભૂહની સેવા કરી પોતાના શ્રાનમજીવનને સાર્થક કરે છે.

રાત્રિના સાત ના વા એ ને જૈનશ્રેય માનક વર્ગના વિશાળ મ-ન્દિરમા લોકોની ભીડ થવા લાગી. સ ઘના આગેવાનો એક પછી એ-તેમા દાખલ થવા લાગ્યા અને શબ્દમારમા તો સભાસ્થાન ખીચોખીચ ભરાઈ ગયુ. સભાના સ મીલનનો સમય બરાબરસાત વાગ્યાનો હતો, તે સમયનુ ઉલ્લ ઘન થ ઈ ગયુ હતુ. તથાપિ કેટલાએક અનિયમિત અગ્રેસરો હજુ સભાસ્થાનમા આવ્યા ન હતા. તેજનીધી તેમની રાહ જોવાતી હતી. આપણા દેશીઓનુ અનિયતપણુ દેખાઈ આવતુ હતુ. જ્યારે બરાબર સાડાસાત થયા, ત્યારે મુખ્ય આગેવાનો આવી પો હોન્ચ્યા હતા અને તેમની સાથે નગરનો પરમ ગનુ પ્રેમચંદ પન આવ્યો હતો

સર્વ સમાજ પૂર્ણ ભરાયા પછી સભાપતિનુ સ્થાન કુવપર પણાના સ ઘપતિને આપવામા આવ્યુ હતુ સભાસ્થાનનો શ્રીમન્ મ-ન્તી વખતે તે ગેઠના મુખમાથી કા પન શબ્દ નીકળી શક્યા નહિ

કેળવણીના અભાવથી તેઓ ઉભા થઈને જાણે પોતાનો હક હોય, તેમ સુ ગા સુ ગા સભાપતિના સ્થાન ઉપર બેશી ગયા હતા તેમના આનની બાબતમા કેટલાએક લોકોએ તાળીઓ પાડી અને કેટલાએક તો મુખ ઉપર હાસ્યના અ કુરો સ્ફુરાવી બેશી રહ્યા હતા સભાપતિનુ આસન પૂર્ણ થયા પછી વર્ગના મ ત્રીએ ઉભા થઈ સભા મળવાનુ કા-રણ જાહેર કર્યું હતુ. પછી સ ઘના આગેવાનોને વિનતિપૂર્વક જણ

વ્યુ કે, ' આપણા નગરમા આપણા પૂર્વના ગુરૂ (ગોર) શ્રીમાળી લોકો આપણા લગ્નનો વિધિ વેદ પ્રમાણે કરે છે. તે વેદનો વિધિ પણ તેઓ શુદ્ધ કરતા નથી. માત્ર "समयो सावधान" એમ પોકાર કરીનેજ આપણો વિવાહ પતાવી દે છે. તેથી આપણે એ અવિધિનો ત્યાગ કરી જૈન વિધિ પ્રમાણે વિવાહ કરવનો જોઇએ. આપણા મહર્ષિ વર્દ્ધમાન સૂરિએ રચેલા આચારદિનકર નામના ગ્રંથમા આપણા વિવાહનો વિધિ ઘણીજ ઉત્તમ રીતે દર્શાવેલો છે. માટે આ વર્ગ આપ સર્વ ગૃહી આઓને વિનતિ કરે છે કે, અમારા આ વિચારને આપ સર્વે સંમત થશો. અમે આશા રાખીએ છીએ કે, આ ધાર્મિક કાર્યમા આપ સર્વે અનુમોદન આપશો."

આ વખતે એક ગૃહસ્થે ઉભા થઇને જણાવ્યુ કે, "આ વર્ગ તરફથી જે સૂચના કરવામા આવી છે તે આપણા ધર્માભિમાનને જાગ્રત કરનારી છે. જો આપણે આપણા જૈનધર્મનુ અભિમાન રાખતા હોઇએ, તો આપણે આપણી કોમમા જૈન વિધિથી વિવાહ કરવો જોઇએ."

આ પ્રમાણે વર્ગના જુદા જુદા સભ્યોએ તે વિષે વિવેચન કરી સર્વના મનમા સિદ્ધ કરી આપ્યુ કે, "જૈનવિધિથી લગ્ન કરવા એ સ્તુતિપાત્ર કાર્ય છે."

સભાપતિ શેઠ સામાન્ય કેળવણી પામેલ હોવાથી તેમજ તેમને જાહેર સભામાં બોલવાની ટેવ ન હોવાથી તેઓ કાંઈ પણ બોલી શક્યા નહીં, પણ આખરે તેઓએ ઉભા થઇને કહ્યુ કે, ' આપણી કોમમા જૈન વિધિથી વિવાહ થાય, એ સારી વાત છે. અને તેમા મારી સંમતિ છે." તેમના આ વચનોને સર્વ સભ્યોએ તાળીઓના નાદથી વધાવી લીધા. અને તે વિષે સભામા ઠરાવ કરવાનો નિશ્ચય થયો. અને તેથી વર્ગના સર્વ સભ્યો હૃદયમા ખુશી થઇ ગયા.

જ્યારે સર્વાનુમતે સભામા તે ઠરાવ પસાર કરવામા આવ્યો, તે વખતે

વર્ગનો દ્વેષી પ્રેમચંદ ઉભો થઇને બોલ્યો કે, 'આ કાર્ય આપણાથી હાલ થઇ શકે તેમ નથી, મારે હું તેથી તેના વિરૂદ્ધ છું. વર્ગના પ્રેમ રાએ સંઘની પાસે જે આ ઠરાવ મુક્યો છે. તે મોટું સાહસ થયેલું છે કારણ કે પ્રથમ તો જૈન વિધિથી લગ્ન કરાવનાર કોઈ વિદ્વાન્ બ્રા હ્મણ મળવો મુશ્કેલ છે "

પ્રેમચંદના આવા અંતરાયકારી વચનો સાભળી વર્ગના નેતા શ્રી ધર્મચંદ ઉભા થઇને જણાવ્યું—"મી૦ પ્રેમચંદે આ શુભકાર્યમા જે શંકા લાવી છે, તે યોગ્ય છે, પણ અમારા વર્ગ તરફથી જૈનવિધિ થી લગ્ન કરાવનાર એક વિદ્વાન્ શાસ્ત્રીની યોજના કરવામા આવી છે અને તે શાસ્ત્રી આ વખતે આ સભામા હાજર છે. અને તેઓ અમુક શરતે જૈનવિધિથી લગ્ન કરાવવાને તૈયાર છે તેથી તેમની એ શંકા દૂર થઈ શકે તેમ છે. હવે હું આશા રાખુ છુ કે, તેઓ આ સંઘના ઠરાવને સંમત થશે કારણકે મી૦ પ્રેમચંદ હમેશા મિથ્યાત્વને દૂર કરવાના પૂર્ણ હીમાયતી છે અને તેઓ તે વિષે ઘણી આગ્રહથી હમેશા પ્રયત્ન કર્યા કરે છે "

ધર્મચંદના આ વચનો સાભળી પ્રેમચંદને તે વિષે પોતાની સંમતિ આપવી પડી હતી પછી જૈનવિધિથી લગ્ન કરાવવાને તત્પર થયેલા તે વિદ્વાન્ શાસ્ત્રીએ ઉભા થઇ આ પ્રમાણે કહ્યું—"ગૃહસ્થો, હું એક જૈન શાસ્ત્ર અને જૈન શૈલીનો અનુભવી બ્રાહ્મણ છુ મે શ્રાવકોના સંસ્કારને લગતા કેટલાએક પુસ્તકો વાચ્યા છે તે ઉપરથી જૈન વિધિથી લગ્ન કરાવવાને મારામા ઉત્તમ સામર્થ્ય પ્રાપ્ત થયેલ છે, પણ કેટલીએક શરતો કરીને તે વિધિથી લગ્ન કરાવવાની મારી ઇચ્છા છે

તે શાસ્ત્રીના આ વચનો સાભળી એક સંઘના આગેવાને ઉભા થઈને જણાવ્યું,—"શાસ્ત્રીજી જે શરતો કરવાને ઇચ્છતા હો, તે શરતો તમણે આ સભાની વચ્ચે જાહેર કરવી જોઇએ, જેથી આ સંઘ પોતાનો તે વિષે ખુલ્લો વિચાર આપી શકે "

પછી વિદ્વાન્ શાસ્ત્રી ઉભા થઇને બોલ્યા—"જે કોઇ શ્રાવક ધર્મ વિવાહ કરતો હશે તેને ઘેર જઇ હું જૈન વિધિથી લગ્ન કરાવીશ, તે શિવાય જ્યાં ધર્મ વિરૂદ્ધ વિવાહ થતો હશે, તેને ઘેર હું જૈન વિધિ કરાવવાને જઇશ નહીં"

આ વખતે વર્ગના મુનિએ વિનયથી પુછ્યું કે, "શાસ્ત્રીજી, 'ધર્મવિવાહ' એટલે શું? તે અમને સમજાવો."

પછી તે શાસ્ત્રીએ શાંત સ્વરથી કહ્યું—"જે શ્રાવક કન્યાવિક્રય કરીને, બાળલગ્ન કે કજોડાથી વિવાહ કરે તે અધર્મ વિવાહ કહેવાય છે. તેવા અધર્મ વિવાહ કરાવવાને હું કદિપણ જનાર નથી."

શાસ્ત્રીના આ વચનો સર્વને રૂચિકર થયા અને પછી સર્વાનુમતે સમસ્ત સંઘે નીચે પ્રમાણે ઠરાવ કર્યો હતો.

"આપણી જૈનધર્મને પાળનારી શ્રાવક કોમમાંથી કોઇપણ ગૃહસ્થે વેદ વિધિથી લગ્ન કરવા નહિ. પણ જૈન વિધિ પ્રમાણે લગ્ન કરવા અને તેમા આપણા આ વિદ્વાન્ શાસ્ત્રીને બોલાવી જૈનવિધિ કરાવવી, તે શાસ્ત્રી શિવાય બીજા કોઈ પણ બ્રાહ્મણની પાસે લગ્નવિધિ કરાવવી નહીં."



## પ્રકરણ ૧૪ મું

### મેનાના લગ્ન.



આખરે લોભી હરિચંદ્રે પોતાની પત્ની પ્રભાનો અને દર્શનનો અનાદર કરી વૃદ્ધ નથુસાઇની સાથે મેનાનો સંબંધ જોડ્યો હતો. એ અધર્મી શ્રાવકે ગુપ્ત રીતે અમુક દ્રવ્ય લઇ મેનાને વૃદ્ધ વરની સાથે વેચી હતી. સદ્ગુણી અને સુંદર મેના વૃદ્ધ વરની નારી થવાને દુર્ભાગ્યા

ની હતી. તેણીના સૌભાગ્યરૂપ ચ દ્રને ગ્રાસ કરવાને નથુભાઇ રૂપરા
હુનો યોગ થયો હતો.

આ બનાવ બન્યા પછી ગામમા પણ લોકો એનીજ ચર્ચા કરત
હતા. હરિચદ્રે નથુભાઈની પાસે થી રુપિઆ લઈને કન્યા લીધેલ, તે છત
લોકોના જાણવામા એ વાત આવી ગઈ હતી તેને માટે લોકો હરિચ
દ્રને ધિક્કારતા હતા તેઓ કહેતા હતા કે, "લોભી હરિચદે તેના કુળ
ને કલકિત કર્યું છે કન્યાવિક્રયનુ મહાપાપ કરી તેણે મહાપાપન
કર્મ બાધ્યા છે વડિલોની કીર્ત્તિને અને પ્રતિષ્ઠાને તેણે મલિન કરી
નાખી છે એ નીચ શ્રાવકને મધ્યથી બાહેર મુકવા જોઈએ ચડાળન
જેમ તેનો સ્પર્શ પણ કરવો ન જોઈએ એ અધમ શ્રાવકના આવવ
થી જિનાલય અને ઉપાશ્રયમા આશાતના થાય છે તે અપવિત્ર પુ
ષના ઘરના અન્નપાણી લેવા ન જોઇએ પુત્રીના પૈસા લેનારા એ પ
પીને ધિક્કાર છે, આ પ્રમાણે લોકો ચદનગરમા ચાૈટેચાૈટે અને મેઢે
એ શેરીએ હરિચદ્રની નિંદા કરતા હતા

કેટલીએક શ્રાવિકાઓ પણ તે અધમ શેઠની ચર્ચા કરતી અને તે
હૃદયથી ધિક્કારતી હતી—"અરે પેલા હરિચદ્ર શેઠે જુલમ કર્યો છે
તાની ભણેલીગણેલી મેનાને રૂપીઆ લઈને વૃદ્ધ વરની સાથે પરણાવ
તે તૈયાર થયોછે તેના જીવતરમા ધૂળ પડી છે. તે કદિ ગરીબાઈમા હે
અને આવુ અધમ કાર્ય કર્યું હોત તો જરા ઠીક હતુ. પણ પોતાની સા
સ્થિતિ છતા લોભને વશ થઇ તેણે આ મહાપાપ કરેલુ છે. બ્હે
મને તો એ મેનાને જોઈને ઘણુ દુ ખ થાય છે તે ભણેલી અને ઘ
સુદર છે. તેવી સુનાક્ષીને કદ્રૂપા ઘરડા વરની સાથે પરણાવતા તે
દયાને શરમ પણ આવતી નથી અરે બાઈ, મેનાના કોઇ પાપ ઉખળ
નહી તો તેના લોભી પિતાના આવા પાપી વિચાર કેમ થાય? અરે
કે તેણીનો બાપ લોભને વશ થઇ એ કાળુકર્મ કરવાને તૈયાર થ

પણ તેણીની માતાના મનમા કાઈ વિચાર આવ્યો નહિ હોય? દુહિતાનુ હિત ઈચ્છનારી માતા પણ જ્યારે બદલાઇ ગઇ તો પછી બીચારી મેનાની સાસુ કોણ જોવે? બ્હેન, તેમા માતાનો દોષ નથી. મેનાની માતા પ્રભા ઘણી પવિત્ર બાઈ છે. તે ધર્મી શ્રાવિકા કદિપણ આવા અધમ કાર્યમા સામિલ થાયજ નહી. એ બીચારીનુ તેના લોભી પતિની આગળ કાઇપણ ચાલ્યુ નહિ હોય, તેથી આ વાત બની હશે. આપણા સાભળવામા આવ્યુ છે કે પ્રભા જેવી ધર્મી અને પવિત્ર શ્રાવિકા છે. તેવો તેણીનો પતિ હરિચદ્ર અધર્મી અને પાપી શ્રાવક છે. એ વિપરીત દપતીનો યોગ તેમના સસારને એક તરફથી ઉજ્વળ કરે છે અને એક તરફથી મલિન કરે છે." આ પ્રમાણે ચદનગરના સ્ત્રી પુરૂષો એ અધમ હરિચદ્રના ઘરની ચર્ચા કરતા હતા અને તેને ગાળો આપતા હતા.

કેટલાકથી પામેલી મેનાના જાણવામા આવ્યુ કે 'તેણીના પિતાએ શ્રીનગરના વૃદ્ધ નથુભાઇની સાથે પોતાના લગ્ન કરવા નિશ્ચય કર્યો છે અને અમુક દિવસે તેણીનુ પાણીગ્રહણ થવાનુ છે," એથી તે પ્રબુદ્ધ બાળાના હૃદયમા મહા શોક પ્રગટ થયો હતો. તેણીએ એ મહા શોકથી ખાનપાન વગેરેમા ઉદાસીભાવ ગ્રહણ કર્યો હતો. એ મહા ચિંતાથી વિદુષી મેના અહર્નિશ શોકાતુર રહેતી હતી. તે મહા ચિંતારૂપ અગ્નિજ્વાળા તેણીના હૃદયને દગ્ધ કરતી હતી. રાત્રે શય્યાપર સૂતેલી મેના સભ્રાત થઈને જાગી ઉઠતી અને તેણીના હૃદયપર વજ્રપાતના જેવી મહાવ્યથા થતી હતી.

મેનાની આવી સ્થિતિ જોઈ તેની માયાળુ માતા પ્રભા હૃદયમા અતિ પીડિત થતી હતી. સુકાતી કોમળવલ્લીની જેમ શુષ્ક થતી મેનાને જોઈ પ્રભા નિશ્વાસ નાખી અપશોષ કરતી હતી. અને તેથી તે લેવાઈ ગઇ હતી

એક વખતે મેના જમવા બેઠી હતી. તેના ભોજનપાત્રમા તેણી

વર્ગ તત્પર થયેલો છે. અમે એ વૃદ્ધના સમાગમરૂપ અગ્નિમાં મેનાનું બળિદાન નહીં થવા દઈએ તેનું રક્ષણ કરવાને અમે સર્વ પ્રકારની તૈયારી કરેલી છે.'

વિદ્યા હૃદયમાં આનંદ પામીને બોલી—"મોટાભાઇ, તમારા આશ્વાસન ભરેલા વચનો સાંભળી મારા હૃદયમાં ધીરજ આવી છે, તથાપિ હૃદયમાં શંકા રહ્યા કરે છે કારણ કે, હવે સમય ભરાઈ ગયો છે અને થોડા સમય પછી મેનાનું પાણિગ્રહણ થવાનું છે."

ધર્મચંદ્ર—"બ્હેન, તેજ સમયે મેનાનું રક્ષણ થશે. તેણીનું પાણિગ્રહણ થવા વખતેજ મેનાનો ઉદ્ધાર થવાનો છે."

આ પ્રમાણે ભાઈ બ્હેન વાતચિત કરતા હતા. તેવામાં એક માણસ ઉતાવળો આવ્યો અને તેણે નીચેથી બુમ પાડી 'ધર્મચંદભાઈ, આપને વર્ગની ઓફીસમાં બોલાવે છે માટે સત્વર પધારો." આ બુમ સાંભળતાજ ધર્મચંદ્રે તે માણસને ઉત્તર આપ્યો કે, "આવ્યો હું, સત્વર આવું છું" પેલો માણસ ધર્મચંદ્રની રજા લઈ ચાલ્યો ગયો. તે વખતે ધર્મચંદે વિદ્યાને કહ્યું 'બ્હેન વિદ્યા, જો મને આ કામ વણ આવ્યું, તે કામ તારી સખી મેનાના ઉદ્ધારનું કામ ત્યાં છે હવે હું જાઉં છું," આ પ્રમાણે કહી ધર્મચંદ ઉતાવળથી વેષ પહેરી વર્ગની ઓફીસમાં જવાને તૈયાર થયો. તે વખતે પોતાની સખીના કાર્યની સિદ્ધિ થાય, એવી ઇચ્છાથી વિદ્યાએ નવકારમંત્ર ભણી પોતાના જ્યેષ્ઠ બંધુને શુકન આપી વિદાય કર્યો હતો.

આ તરફ લોભી હરિચંદના ઘરમાં વિવાહની સામગ્રી તૈયાર થતી હતી. સાયંકાલ થયો એટલે મુહૂર્તનો સમય વેહેલો હોવાથી વ શુભાંગનો વરઘોડો લગ્નમંડપમાં આવવાને નીકળ્યો હતો. હરિચંદ્રે પોતે કરેલા કન્યાવિક્રયના મહાપાપને છુપાવવાને અને લોકોમાં પોતાની આબરૂ વધારવાને લગ્નમંડપમાં મોટા મોટા ગૃહસ્થોને આમંત્રણ કર

હતા. સઘના આગેવાનો અને શ્રેય સાધક વર્ગના સર્વ મેમ્બરો તેના-આમ ત્રણને માન આપી લગ્નમંડપમાં હાજર થયા હતા. વિવાહમંડપ સારા સારા ગૃહસ્થોથી ચીકાર ભરાઇ રહ્યો હતો.

આ વખતે વૃદ્ધ નથુભાઇનો વરઘોડો લગ્નમંડપના દ્વારપાસે આવી પોહોંચ્યો. નથુભાઈ વૃદ્ધ હતો, તે છતાં જાણે પેહેલવહેલ વર હોય, તેવી રીતે તેણે પોશાકનો આડંબર ધારણ કર્યો હતો. શરીરપર કશારીઓ વાઘો પેહેર્યો હતો. મસ્તકપર કશબી રંગેથી પાઘ ધારણ કરી હતી. ક્ષૌર કરાવી વૃદ્ધ ચેહેરો દીપાવ્યો હતો પણ શ્મશ્રુની અંદર પળીયાનો પ્રકાશ પડી રહ્યો હતો. તેણે કૃત્રિમ દેખાવ કરવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો, પણ તેના મુખની ત્વચા ઉપર કરચલીઓ પડયા વિના રહી ન હતી. તેના શરીરપર ધારણ કરેલો પોશાક તેની બેડોળ આકૃતિને લઇને પોતાની સ્વાભાવિક શોભા પણ ગુમાવી બેઠો હતો.

આ વૃદ્ધ વરનો વરઘોડો વેનાઈના ઘર આગળ ઉતર્યો. વાજિંત્રોના નાદથી અને સુંદરીઓના મંગળ ગીતથી લગ્નમંડપ ગાજી રહ્યો હતો.

જ્યારે વૃદ્ધવર ગૃહકાન્તે તોરણ આવ્યા, ત્યારે તેને પુંખવા માટે પ્રભાને કહેવામાં આવ્યું. પોતાની પુત્રી મેનાના વૃદ્ધવરને જોઈ પ્રભા નિસ્તેજ અને નિરૂત્સાહ બની ગઈ હતી. તેણીની પુંખવાની ઇચ્છા ન હતી, તથાપિ પતિની અને મીઠા વડિલાની આજ્ઞાને તાબે થઇ તે વૃદ્ધવરને પુંખવાને બાહેર નીકળી હતી. સદ્ગુણી પ્રભા નેત્રોમાંથી અશ્રુધારા વર્ષાવતી વર્ષાવતી જેમ તેમ એ કાર્ય પતાવી પોતાના ઘરમાં ચાલી ગઈ.

લગ્નનો સમય થયો એટલે વૃદ્ધ વરરાજાને માતૃગૃહમાં લાવવામાં આવ્યા. એક તરફ સદ્ગૃહસ્થોનું મંડળ એ દ્દશ્ય જોવાને આતુર થઈ બેઠું હતું બીજી તરફ શ્રાવિકાઓએ ગીત ગાવા માટે એક સ્થાન રોકેલું હતું. આ વખતે કૂરકર્મા હૃદય ? આવી વર્ગના આગેવાનોને

કહ્યુ કે, "જૈન લગ્ન વિધિ કરાવનાર તમારા શાસ્ત્રીજીને બોલાવો. સઘ ના ઠરાવ પ્રમાણે મારે જૈન વિધિથી લગ્ન કરાવવાનુ છે." તેજ વખ તે તે મડળમાથી તે શાસ્ત્રીજી ઉભા થયા અને તેણે પોકાર કરી વનિ તાઓના ગીતને અને બીજા કોલાહળને શાત કર્યો.પછી તેઓ બો લ્યા—' ગ્રહસ્થો, આપ સર્વને વિદિત છે કે, આ સઘમા એક ગૃહસ્થો ને ઘેર જૈન વિધિથી લગ્ન કરાવવાને મે કબુલાત આપી છે, પણ મે તે વખતે ઠરાવ કર્યો છે કે, જો ધર્મ વિવાહ થાય તોજ હુ જૈન લગ્ન વિધિ કરાવીશ. તો આ ધર્મ વિવાહ નથી. આ વરનાજની વૃદ્ધમૂર્ત્તિ અને ક યા મેનાની બાલ મૂર્ત્તિનો સબધ અધર્મથી થયેલો છે. અને ખાત્રી થાય છે કે, આ સબધમા કન્યાવિક્રય કરવામા આવેલ છે, તો વૃદ્ધ વ રની સાથે વિવાહ અને કન્યાવિક્રય એ બને મહાપાપના યોગથી આ અધમ વિવાહ થાય છે' તો તેના પાપલગ્ન કરવામા મારાથી જૈન વિધિવડે શકશે નહિ જૈન સઘમા ઠરાવ કરવામા આવ્યો છે કે, કોએ અધર્મ વિવાહ કરવો નહિ. તે છતા આ હરિશ્ચદ્ર શેઠ ગુપ્ત રીતે કન્યા વિક્રય કરી અધર્મ વિવાહ કરવાને તૈયાર થયો છે માટે એ લોભી શેઠ સઘનો પૂરા ગુનેગાર બનેલો છે

શાસ્ત્રીના આ વચનો સાભળી બધા ગ્રહસ્થો આશ્ચર્ય પામી ગયા તે વખતે હરિશ્ચદ્ર શેઠ ગુસ્સો કરીને બોલ્યો—' મહારાજ, ત મે ખાતી વગર શુ જોઇને બકોછો ? કન્યાવિક્રયની વાત તદ્દન ખોટી છે. તમારે આ વખતે જૈન વિધિથી લગ્ન કરાવવા પડશે. આ કાળે બીજા કયા બ્રાહ્મણને બોલાવવો ' આ પ્રમાણે શાસ્ત્રીને કહી તેણે સઘના આગેવાનોને કહ્યુ કે, "શેઠીઆઓ, તમારે આ બ્રાહ્મણને કહેવુ જોઈએ. શુ તમારે પણ મારી આબરૂ લેવી છે મારે ઘેર જે ગૃહસ્થ પરણવા આવેલ છે, તે શ્રીનગરના એક શ્રીમત ગ્રહસ્થ છે. એના ગ હસ્થનુ અપમાન થાય, એ યોગ્ય ન કહેવાય ?

આ વખતે એક પ્રમાણિક શેઠ ઉભા થઈને કહ્યુ,—હરિશ્ચદ્ર શેઠ

તમારે મધના ઠરાવ પ્રમાણે વર્ત્તવું જોઇએ. જો આ વિવાહમાં કન્યાવિક્રય થયો હોય તો તે અધર્મ વિવાહ કહેવાય. તેથી એ શાસ્રી પોતાના ઠરાવ પ્રમાણે એ વિવાહ નહી કરાવે. તોપણ તમે કન્યાવિક્રય કર્યો છે કે નહી એ વાતની ખાત્રી કરવી જોઇએ.

હરિચંદ—શેઠ, મે કન્યાવિક્રય કર્યો છે, એવી કાંઇ પણ સાબીતી શાસ્રીની પાસે હોય તો તે રજુ કરે. તે શિવાય એવો ખોટો આક્ષેપ તેનાથી મુકી શકાય નહી.

શાસ્રી—મારી પાસે તે સાબીતી છે. પણ હરિચંદ શેઠની પ્રતિષ્ઠાને ધક્કો પોહોચે, એવું ધારી હું અહીં પ્રગટ કરતો નથી.

મંધના આગેવાનો—શાસ્રીજી, આ વખતે એમ બોલવાની જરૂર નથી. જો તમે 'આ અધર્મ વિવાહ છે' એવી ખાત્રી કરી આપો તોજ તમારાથી લગ્ન કરાવવાની ના કહી શકાય, તે શિવાય ના કહો છો, તે અયોગ્ય છે.

શાસ્રી—મને ખાત્રી છે. પણ આ વખતે આટલા જનસમાજ વચ્ચે તે વાત પ્રગટ કરવી યોગ્ય નથી.

તેવામાં વર્ગના સેક્રેટરીએ ઉભા થઇને કહ્યું કે, "શાસ્રીજી જે વાત કહે છે, તે ખબર છે. અમારા વર્ગમાં પણ તે વિષેની ખાત્રી થયેલી છે. તથાપિ આ જનસમાજ વચ્ચે એ વાત પ્રગટ કરવી અમને યોગ્ય લાગતી નથી.

એ- મંધના આગેવાને ઉભા થઇને જણાવ્યું, જો આ વાત જનસમાજ વચ્ચે કહી શકાય તેમ ન હોય તો હાલ આ વિવાહ બંધ રાખો. આવતી કાલે નિર્ણય કર્યા પછી તે લગ્ન વિધિ શાસ્રીની પાસે કરાવવો.

તે કુટુમ્બના આવા વચન સાંભળી માતૃગ્રહમાં બેઠેલા નથુભાઇને ખોટું લાગ્યું. તેના મનમાં થયું કે, "આ બધા મળીને મારી

આબરૂ લેવા ધારે છે. મે મારા સાસરા હરિચંદ્ર શેઠને મન માનતા રૂપીઆ આપ્યા છે. તે છતા શુ હુ પરણ્યા વગર માડેથી અત્યારે પાછો જાઉં. એ વાત કદિપણ બને નહી. આ વખતે મારે ખરી વાત જાહેર કરવી જોઇએ.' આવુ વિચારી તે વૃદ્ધવરરાજા ક્રોધ કરી ઉભા થયા. અને ઉંચે સ્વરે બોલ્યા—

નથુભાઈ—હરિચંદ્ર શેઠ, આ શુ કરવા બેઠા છો. આ બધા ત મારા શેઠીઆ તેમના મનમા શુ કરવા ધારે છે ? તોરણ આવેલા આ બરનાર માણસને પાછો કાઢવો, એ કેવુ ખરાબ કામ છે ? એ વાત કદિપણ બનવાની નથી. હુ કાંઈ મફત પરણવા આવ્યો નથી જો તમે આ બધાના કહેવા પ્રમાણે મારી આબરૂને ધક્કો પોહોચાડશો તો તમારી આબરૂ જશે અને આ બનાવની વચ્ચે માન રૂપીઆ પાછા આપવા પડશે પછી હુ તમારી શરમ રાખવાનો નથી.

જ્યારે નથુભાઇએ આવા શબ્દો કહ્યા એટલે બધા શેઠીઆ ઓ વિચારમા પડી ગયા અને સવના મનમા હરિચંદ્ર ઉપર અભાવ આવી ગયો. તે વખતે પેલા શાસ્ત્રીએ કહ્યુ કે, "ગૃહસ્થો, હવે મારે કાંઈ સાબીતી કરવાની જરૂર રહી નથી. આ પરણનાર શેઠ પોતે જે કહ્યુ, તે ઉપરથી સર્વને ખાત્રી થઈ હશે. આવા અધર્મ વિવાહમા મારાથી જૈન વિધિ થઈ શકશે નહી."

આ વખતે લોભી હરિચંદ્ર નિસ્તેજ થઇ ગયો અને તે નીચુ જોઈ ઉભો રહ્યો. તે વખતે સઘના આગેવાને કહ્યુ કે, "હરિચંદ્ર, તમારા આ અધર્મવિવાહમા જૈનવિધિ થઈ શકશે નહી. એટલુ જ નહી, પણ તમે બીજી રીતે વેદવિધિથી પણ જો આવો કન્યાવિક્રયનો અધમ વિવાહ કરશો તો તમે સઘના ગુનેગાર થશો શેઠ હરિચંદ્ર, તમને વધારે કહેવુ તે યોગ્ય નથી, પણ મારે તમારા હિતની કહેવુ જોઇએ કે, તમારા જેવા કુળવાન [illegible]

વિરૂદ્ધ કર્યું છે. તમે તમારા વડિલોની પ્રતિષ્ઠાને પાયમાલ કરી છે. શ્રાવક જેવા ઉત્તમ કુળમાં અવતાર લઈ આ મહાપાપ કરતા તમે કાંઈ પણ વિચાર કર્યો નહી, તેને માટે સંઘને ઘણોજ અપશોષ થાય છે. જો તમારે ચતુર્વિધ સંઘમા ગણાવુ હોય, જો તમારે તમારા કુળની મહાન પ્રતિષ્ઠા સાચવવી હોય, અને જો તમારે તમારી વિદ્વાન પુત્રી મેનાના સૌભાગ્યને વધારવુ હોય તથા તેને સુખી કરવી હોય, તો આ અધર્મવિવાહ કરવો બંધ કરો. અને આ વૃદ્ધ નથુભાઇની પાસેથી જે કાંઇ રકમ લીધી હોય, તે તેને પાછી આપી દો. જો તમે તેમ નહી કરતા આવો અધર્મવિવાહ કરશો તો તમને મોટી હાનિ થશે." તે શેઠના આ વચન સાભળી હરિચંદ્ર શેઠ ગંભીર વિચારમા પડી ગયો. 'હવે શુ કરવુ' તે વિષે તે હૃદયમા વિચાર કરવા લાગ્યો.

ક્ષણવાર પછી તેણે કેટલાએક પોતાના સ્નેહીઓને એક તરફ બોલાવી તે વિષેનો વિચાર કર્યો. છેવટે તે સ્નેહીઓની સલાહથી તેણે નિશ્ચય કર્યો કે, "આ અધમ વિવાહ ન કરવો. જો હું લોભયુક્ત આગ્રહથી આવો અધર્મવિવાહ કરીશ તો મને સંઘનો તિરસ્કાર થશે. અને તેથી મારી પ્રતિષ્ઠાને આના કરતા મોટી હાનિ થશે." આવો નિશ્ચય કરી તેણે નથુભાઇને એકાંતે બોલાવીને કહ્યુ કે, "તમારી આપેલી રકમ હું પાછી આપીશ. અને તમારે પરણ્યા વિના પાછા જવુ પડશે." હરિચંદના આ વચન સાભળી નથુભાઇને ઘણો ક્રોધ ચડી આવ્યો અને તે બોલ્યો કે, "તમે મારી આબરૂને મોટો ધક્કો પોહોચાડ્યો છો. મને જાન લઇને શ્રીનગરથી અહિં આવતા ઘણો ખર્ચ થયેલો છે. માટે તમારે એ બધી નુકશાની આપવી પડશે. માટે આ વિષે ઘણો વિચાર કરવાનો છે.'

નથુભાઇના આ વચન તે લોભી હરિચંદ્રને રૂચિકર થયા નહી. તેણે નથુભાઇને ખર્ચ આપવાની ના કહી. તે વખતે નથુભાઇએ ઉંચે અવાજે બોલવા માંડ્યુ અને ત્યાં હોહાકાર થઈ રહ્યો. સંઘના આગે

વાનો અને સભાના મેમ્બરોએ વચ્ચે પડી સમાધાની કરવા માટી અને હરિચંદ્ર તથા નથુભાઇને જુદા પાડી સમજાવ્યા હતા.'

વાચનાર, આ પ્રસંગનું મનન કરજો. કન્યાવિક્રયનું મહાપાપ કરનામાં કેટલી ફજેતી થાય છે. કન્યાવિક્રય કરનાર પુરૂષ આલોકમાં ફજેત થઇ પરલોકમાં નરકનું મહાકષ્ટ ભોગવે છે. જે અધમ પુરૂષો તે કાળું કૃત્ય કરે છે, તેઓ સર્વ જગતમાં ધિક્કારના પાત્ર બને છે. જેઓ 'કોઇ ન જાણે' એવું ધારી તે મહાપાપ છુપી રીતે કરે છે, તેઓનું તે મહાપાપ છુપું રહેતું નથી, પણ તરત પ્રગટ થઇ જાય છે. સર્વેએ ધ્યાનમાં રાખવાનું છે કે, કોઇ પણ પાપકર્મ છુપી રીતે કરેલું હોય, તે કદિપણ છુપું રહી શકતું નથી. પાપ આખરે પ્રગટ થાય છે અને તે પાપ કરનારને જગતમાં ફજેત કરી નિંદાપાત્ર બનાવે છે.

લોભી હરિચંદ્રે કન્યાવિક્રયનું મહાપાપ છુપી રીતે કર્યું હતું, પણ આખરે તે પ્રગટ થયા વિના રહ્યું નહીં. જનસમાજ વચ્ચે નથુભાઇએ પોતેજ હરીચંદના ગુપ્ત પાપને પ્રગટ કર્યું હતું.

ઘણી વાદ ચર્ચા કર્યા પછી હરિચંદ્રે નથુભાઇના રૂપીઆ પાછા આપ્યા હતા અને પછી નથુભાઇ નિસ્તેજ થઇ પરણ્યા વગર પાછો ચાલ્યો ગયો હતો. તેથી શ્રીનગરમાં તેનું ભારે ઉપહાસ્ય થયું હતું. જ્યારે પોતાનું આવું ભારે અપમાન થયું, તેથી નથુભાઇના હૃદયમાં વૈરાગ્યભાવ પ્રગટ થયો અને આ સંસાર ઉપર અભાવ ભાવ આવી ગયો હતો. તેથી તેણે ફરીવાર પરણવાનો વિચાર માંડી વાળ્યો હતો.

અહિં હરિચંદ્રને ઘેર જ્યારે નથુભાઇને પતાવી પાછો વાળ્યો ત્યારે હરિચંદ્રે સભાના આગેવાનોને અને શ્રેય સાધક વર્ગના મેમ્બરોને વિનંતિ કરી હતી. હરિચંદ્રે પશ્ચાત્તાપ કરતાં તેઓને જણાવ્યું, "ગૃહસ્થો, લોભને વશ થઇને મેં કન્યાવિક્રય કરવાનું પાપી પગલું ભર્યું હતું, પણ તમોએ કૃપા કરી એ મહાપાપમાંથી મને બચાવ્યો છે. તેને માટે હું તમારો ઉપકાર માનું છું. હવે મારે આપને વિનંતિ કરવાની છે

, આજના લગ્નનો દિવસ વ્યર્થ ન જાય, તેવી કાંઈ યુક્તિ બતાવો. એ વિવાહને માટે ખર્ચ કરી જે તૈયારી કરી છે, તે જેવી રીતે સાર્થક થાય તેની કૃપા કરો."

હરિચંદ્ર શેઠની આવી વિનતિ ધ્યાનમાં લઈ સંઘના આગેવાનો અને વર્ગના મુખ્ય મેમ્બરો વિચાર કરવા બેઠા. છેવટે તેમણે એક મત કરી હરિચંદ્રને જણાવ્યું—"શેઠ હરિચંદ્ર, આજના લગ્ન, આ તમારી તૈયારીઓ અને આ લગ્નમંડપ સાર્થક કરવા હોય તો આજ વખતે એક બીજો વિદ્વાન્ વર તમારી પુત્રી મેનાની સાથે ધર્મવિવાહથી પરણવાને તૈયાર છે." આ વચન સાંભળતાજ હરિચંદ્ર હૃદયમાં ખુશી થઈ ગયો. તેણે તે વાત તત્ત માન્ય કરી. પછી તેજ વખતે વિવાહમંડપની અંદર એક વિદ્વાન્ નર આવી નરાસન ઉપર આરૂઢ થયો. તેને જોતાજ લોકોએ હર્ષની તાળીઓથી તેને વધાવી લીધો હતો. તે તરૂણ વરને જોઈ હરિચંદ્ર શેઠ, તેની પત્ની પ્રભા અને વિદુષી મેના હૃદયમાં અતિ આનંદ પામી ગયા હતા.

વાચનાર, આ નવીન નરને ઓળખવાને આતુર થયા હશો. જે યુવાન પુરૂષ નરરૂપે લગ્નમંડપમાં નરાસન ઉપર બેઠો હતો, તે પુરૂષો ત્તમગોરનો દીકરો વિવેકચંદ્ર હતો. વિવેકચંદ્ર કેવો લાયક છે, તેને માટે અગાઉ વિવેચન કરવામાં આવેલું છે. ધર્મચંદની માતાએ પોતાની પુત્રી વિદ્યાની સાથે વિવેકચંદ્રનું વાગ્દાન લગ્ન કરવાને કહ્યું હતું, પણ તે વખતે બાળલગ્નની વિરૂદ્ધ વર્ત્તનારા ધર્મચંદ્રે પોતાની માતાને તે વિષે ના કહી હતી તે વિવેકચંદ્ર ઘણો ધર્મી અને જૈન શ્રેય સાધકવર્ગનો મુખ્ય મેમ્બર છે. આત્માનંદપ્રકાશ માસિકનો એક સારો લેખક છે. જો કે, હજુ પણ તે પોતાની વયને વિવાહ કરવાને યોગ્ય માનતો ન હતો, તથાપિ સંઘના આગેવાનોના તથા વર્ગના મુખ્ય મેમ્બરોના આગ્રહથી તે મેનાને પરણવા તૈયાર થયો હતો. તેમ વળી કેળવણી પામેલી મેનાના સારા ગુણો સાંભળી મેનાની તરફ

તેનુ મન લલચાયુ હતુ. આવા કેટલાએક કારણોને લઇને વિવેકચદે મેનાના માતૃગૃહમા પ્રવેશ કર્યો હતો.

વિવેકચદને આ શુભ કાર્ય કરવામા તેના વડિલોએ પણ અનુમોદન આપ્યુ હતુ. કર્મની ગતિ વિચિત્ર છે. મેનાને પરણવાને ખાસ આશા ધરી આવેલો વૃદ્ધ નથુભાઇ પાછો ચાલ્યો ગયો અને તે લગ્નોત્સવ જોવાની આશાએ આવેલો વિવેકચદ મેનાને પરણી ગયો. પેલા પવિત્ર શાસ્ત્રીએ ધર્મવિવાહ જાણી મેના અને વિવેકચદના જૈન વિધિથી લગ્ન કર્યા હતા. જૈન આર્ય વેદોના પવિત્ર મત્રોના ધ્વનિથી એ લગ્નમડપ ગાજી રહ્યો હતો પવિત્રહૃદયા મેના એક વિદ્વાન્ અને તરૂણ પતિને પ્રાપ્ત કરી હૃદયમા અતિ આનદ પામી હતી હરિચદ લોભને દૂર કરી કરમોચન વખતે વિદ્વાન્ વરરાજા વિવેકચદને સારો લેગ આપી હતી જૈનવિવાહવિધિ નિર્વિઘ્ને પૂર્ણ થયો હતો અને તે લગ્નમડપ પવિત્ર આર્યમત્રોથી અને સૌભાગ્યવતી શ્રાવિકાઓના મગળ ગીતથી સુશોભિત થઇ રહ્યો હતો

આ બધો દેખાવ વર્ગનો મહાદ્વેષી પ્રેમચદ જોઇ શક્યો ન હતો, પણ સઘમા તેનુ માન ઘટવાથી કોઇએ તેના લઘુવિચારમા સમતિ આપી ન હતી પ્રેમચદ પોતાના દુરાગ્રહ તથા દુસ્વભાવથી પરાભૂત થયો હતો. અને આખરે આર્હતધર્મની શુદ્ધ સેવા કરનારા શ્રી શ્રેય.સાધકવર્ગનો વિજય થયો હતો. આ મહાન્ કાર્ય કરવાથી સઘના આગેવાનોના હૃદયમા વર્ગને માટે સારો અભિપ્રાય બધાયો હતો. વર્ગના નાયક શ્રી. ધર્મચદ ઉપર સર્વ આગેવાનોની પરમ પ્રીતિ થઇ હતી તેઓ ધર્મચદને એક મહાત્મા તરીકે જાણવા લાગ્યા અને તેમના મનમા એ પવિત્ર પુરૂષને માટે બહુ માન ઉત્પન્ન થયુ હતુ. સત્કાર્ય કદિપણ નિષ્ફળ જતુ નથી. સત્કાર્ય કરનાર અને સત્કાર્યને કરાવનારા તથા અનુમોદન કરનારા પુરૂષો આખરે વિજયી થા-

ય છે. મેના અને વિનેકચંદ્રના લગ્ન પછી જૈનશ્રેય સાધકવર્ગની ભારે પ્રશંસા ચાલી હતી. તેજ વખતે સંઘના આગેવાનોમાંથી કેટલાએક ગૃહસ્થો તે વર્ગના મેમ્બર થયા હતા. અને આખા ચંદ્રનગરમાં વર્ગનો મહાન્ વિજય થયો હતો.

## પ્રકરણ ૧૬ મું
## બે સખીઓ.

પ્રાતઃકાળનો સમય હતો. એક સુંદર બાળા જાગ્રત થઈ પોતાનું નિત્યકર્મ કરવાને તૈયાર થતી હતી. આજે તેણીના મનમાં ઉતાવળ કરવાનો મહાવેગ ઉત્પન્ન થયો હતો. નિત્યના સમયપત્ર [ટાઈમટેબલ]માં આજે ફેરફાર થઈ ગયો હતો. દરેક નિત્ય ક્રિયામાં તે ઉતાવળ કરતી હતી. ક્ષણે ક્ષણે કામ કરતી તે બાળા ઘરના મધ્ય ભાગે રાખેલા ઘટીયંત્ર તરફ જોતી હતી. ક્ષણવાર પોતાના કામમાં લાગતી તો પછી ક્ષણવાર પાછી આવી ઘટીયંત્રની તરફ જોતી હતી.

આ વખતે એક બીજી બાળિકા તેણીની પાસે આવી. તે બાળાએ વૈવાહિક મંગળ વેષ પેહેર્યો હતો. તેણીના લલાટમાં કુંકુમની પીળ કરેલી હતી. ચરણમાં નુપૂરનો ધ્વનિ થઈ રહ્યો હતો. તે ધ્વનિ સાંભળતાજ પેલી બાળા ચમકી અને તેણીએ તે તરફ જોયું, ત્યાં પોતાની પ્રિય સખીને આવતી જોઇ તે ઘણીજ ખુશી થઈ ગઈ હતી. જેણીને માટે પોતે ઉતાવળ કરતી હતી. જેણીને મળવાને માટે તેણીનું મન અતિ ઉત્કંઠિત થતું હતું, તેજ સખીને આવેલી જોઈ તે બાળાના હૃદયમાં જે આનંદ થઈ આવ્યો હતો, તે અવર્ણનીય હતો.

વાંચનારને આ પ્રસંગની પૂર્ણ જિજ્ઞાસા પ્રગટ થઈ હશે તેથી તેનું વિવેચન કરવાની જરૂર છે. જે બાળા ઉતાવળ કરી વારવાર

પહેરીને તૈયાર થતી હતી, તે વર્ધચંદની બ્હેન વિદ્યા જ આજે પોતાની સખી મેના વિવાહિત થઈ પોતાના પતિને ઘેર જવાની છે જો કે તેણીના પતિનું ઘર તેજ ગામમાં છે, તથાપિ લોકરિવાજ પ્રમાણે તે વખતે પ્રત્યેક કન્યાને તેણીના સગાંસ્નેહીઓ તથા સખીઓ મળવા આવે છે પોતાની સખી મેના વિયોગ કરનારી હોવાથી હૃદયમાં ઝુરતી થકી વિદ્યા આજે ઉતાવળથી તૈયાર થઈ, મેનાને મળવા જવાની હતી તે વખતે જે નુપૂરના ધ્વનિ કરતી બીજી સ્ત્રી આવી, તે મેના હતી. પોતાની સખી વિદ્યાએ પોતાની પર ભારે ઉપકાર કર્યો છે, તેનો આભાર માનવાને મેના પોતાની માતા પ્રભાની રજા લઈ વિદ્યાને મળવાને આવી હતી

વિદ્યા—મેના બ્હેન, અહો તમે ક્યાંથી? હું તમને મળવાનેજ આવતી હતી, ત્યાં તમે પોતેજ આવ્યાં એ શું? બ્હેન આજે સાસરે જવાના વખતમાં આ સખીનું સ્મરણ શી રીતે થયું?

મેના—વિદ્યા બ્હેન, જે સખી સાસરે જવાના વખતને આપનારી હોય, તેનું સ્મરણ કેમ ન થાય? પ્રિય સખી, જે હું મારી ઇચ્છા પ્રમાણે વિવાહિત થઉં છું, તે તારોજ ઉપકાર છે બ્હેન, તારા ઉપકારનો બદલો મારાથી વળી શકે તેમ નથી તેં જો મને સહાય ન આપી હોત તો હું શ્રીમંતની અને નાઈ કારભારીના પનારામાં પડી બૂરી રીતે દુઃખી થાત વિદ્યા બ્હેન, તમે મારી ઉમરને, મારી વયને અને મારી કેળવણીને લાયક વર કર્યો છે જો તમારી સહાય ન હોત તો મારી શી સ્થિતિ થાત, તે હું કહી શકતી નથી વ્હાલી બ્હેન, તેં તારા નામને સર્વ રીતે દીપાવ્યું છે વિદ્યા સર્વને સુખકારી થાય એમાં કાંઈ પણ આશ્ચર્ય નથી જેના હૃદયમાં વિદ્યા હોય તે માણસ સર્વ રીતે સુખીજ થાય છે તું પોતે વિદ્યા મારી સખીરૂપે થઈ તો મને સુખ કેમ પ્રાપ્ત ન થાય? પ્રિય બ્હેન તેં મને સર્વ રીતે સુખી કરી છે હવે હું આનંદપૂર્વક મારા પતિના ઘરમાં જાઉં છું તું મને હૃદયની

આશીષ આપ. તારી આશીષ સંપાદન કરી હું માન સંસારમાં સુખી થઈશ. સ્નેહી હૃદયમાંથી અંતરના જે ઉદ્‌ગાર પ્રગટ થાય છે, તે અંતર શ્રેયસ્કારી થાય છે. ઘણા સ્નેહીઓ એવા ધર્મના પ્રભાવથી સુખી થયેલા છે. બ્હેન વિદ્યા, હવે હું પિતાના ઘરમાંથી છુટી પડી પતિને ઘેર જાઉં છું, મારા જીવનના બીજા ભાગનો હવે આરંભ થાય છે. બ્હેન, શ્વસુરગૃહમાં જતાં મને અમુક રીતે આનંદ આવે છે, પણ પિતાના ઘરમાં રહી મેં જે કેળવણીના સુખ સાથે બીજા સુખનો અનુભવ કર્યો છે, તે સુખ મને શ્વસુરગૃહમાં મળવાનું નથી. તારા જેવી સહાધ્યાયિની સખીના મેળાવાનું સુખ મને ક્યાંથી મળશે? બ્હેન વિદ્યા, અભ્યાસની અવસ્થા કે જેમાં આપણે નિશ્ચિંત થઈને ગમત સાથે જ્ઞાન મેળવતા હતા, એ આનંદ મને પતિગૃહમાં મળવાનો નથી.

વિદ્યા—મેના, એ અનુપમ આનંદનો અનુભવ હવે મળવો મુશ્કેલ છે. બાળવયની ક્રીડાઓ અને જ્ઞાનાભ્યાસની ગમતો પ્રૌઢવયમાં વારંવાર યાદ આવ્યા વિના રહેશે નહીં.

મેના—બ્હેન, મને કોઈ વાર મળજે અને જ્યારે મારી જેમ તું પરણીને સાસરે જા, ત્યારે મને ખબર આપજે.

વિદ્યા—સખી, એ ખબર તને પડ્યા વગર રહેશે નહીં. પણ તે પહેલાં કોઈ પ્રસંગે તું જે તારા પિયરમાં આવે તો મને મળતી જજે.

મેના—બ્હેન, તને મળ્યા વગર હું રહેવાની નથી, પણ હવે સ્વતંત્રતાથી તારે ઘેર મારાથી આવી શકાશે નહીં. કારણકે, હું પરતંત્રતામાં રહેવાની છું. મારી માતા પ્રભાએ મને શીખામણ આપી છે કે, "પુત્રી, હવે તું બીજી સ્થિતિમાં આવે છે. તારા જીવનનો માર્ગ ફરી ગયો છે. પિયરમાં રહી તેં જે સ્વતંત્રતા મેળવી હતી, તેવી સ્વતંત્રતા હવે તારાથી રાખી શકાશે નહીં. તારે તારા સાસૂ સસરા

ધોરે વડિલની તથા તારા પતિની આજ્ઞાપ્રમાણે વર્ત્તવાનુ છે. તેમની આજ્ઞા શિવાય તારે કાઇ પણ કાર્ય કરવાનુ નથી. હવે તારા પિતાને ઠેકાણે તાન સસરા છે મારે ઠેકાણે તારી સાસુ છે અને ઇષ્ટને ઠેકાણે તારા પતિ છે તુ હવેપુત્રીપ નો ત્યાગ કરી વધૂપદમાઆવી છે. તેથી વધૂપદને ધરે તેના વર્તનથી તારે વર્ત્તવાનુ છે. બ્હેન મેના, તુ તારા પિયરકુળને ઉજ્વળ કરી બતાવજે અને તે પ્રાપ્ત કરેલી કેળવણીને સફળ કરજે."

વિદ્યા બ્હેન, મારી માતાની આ શિક્ષા મે અ ત કરણમા આગેપિત કરી છે અને તે પ્રમાણે વર્ત્તવાનો મે નિશ્ચય કર્યો છે

વિદ્યા—મેના બ્હેન, તમે કહ્યુ, તે યથાર્થ છે. તારી માતા સર્વ રીતે લાયક છે. દરેક પુત્રીએ પોતાના પૂજ્ય માતાની શીખામણ ગ્રહણ કરવી જોઇએ. સાસરે જતી પુત્રીને તેની માતા સારી શીખામણ આપે છે એ વાત આપણે ઘણા પુસ્તકોમા વાચી છે.

મેના—બ્હેન વિદ્યા, તેથી મે મારી માતાની શિક્ષા હૃદયમા સ્થાપી છે હવે હુ મારા જીવનનુ બીજુ કર્ત્તવ્ય બજાવવાને પ્રવર્ત્તુ છુ. પ્રિય સખી, મને જે આ જીવનનો સન્માર્ગ મળ્યો છે, તે તારોજ પ્રભાવ છે હું યાવજ્જીવિત તારી આભારી છુ. હવે હુ રજા લઉં છુ તારા હૃદયમા મારી તરફ જે પવિત્ર લાગણી છે, તે સદા રાખજે અને મારા સરખુ યોગ્ય કામકાજ મને બતાવજે.

વિદ્યા—મેના બ્હેન, તારી ઉપર મે ગો ઉપકાર કર્યો છે? તારી કેળવણીએ અને તારા સદ્ગુણોએ તને સુખી કરી છે હું તો માત્ર નિમિત્ત કારણ થઇ છુ. સંઘના આગવાનો અને જૈનશ્રેય સાધકવર્ગના મેમ્બરો તારી તરફ જે મારી લાગણી ધરાવે છે, તેનુ કારણ તારી કેળવણી છે તારા જેવી કેળવણી પામેલી શ્રાવિકા દુખી ન થાય એવી ઉત્તમ ધારણાથી તેમણે તને પૂર્ણ સહાય આપી છે બ્હેન, મારે

તને હુંને એટલુજ કહેવાનુ છે કે, તારા પૂર્વના શુભકર્મોએ તને વિવેકચંદ્ર જેવો વિદ્વાન્ પતિ આપ્યો છે. તેના પવિત્ર સહવાસમા રહી તુ તારા જીવનને ઉચ્ચ સ્થિતિમા મુકજે. અને જેવી રીતે લોકોમા પ્રશંસા થાય તેવી રીતે તારા શ્રાવકસંસારને ચલાવજે. આજકાલ જનસમાજમા આપણો શ્રાવકસંસાર નિંદનીય થઇ પડ્યો છે. વિવિધ પ્રકારના કજોડાથી શ્રાવકકોમ સદાચારમા ઉતરતી થતી જાય છે. અનેક જાતના હાનિકારક રિવાજો દાખલ થવાથી શ્રાવકસંસારના શુદ્ધસ્વરૂપ ઉપર મલિનતા આવી ગઇ છે. વિદ્યા બ્હેન, તુ પૂર્ણ નશીબવાન થઇ છુ. વિદ્વાન્ અને ધર્મ તથા કોમના અભિમાનને ધારણ કરનારા એક તરૂણ પતિની સાથે તારો યોગ થયો છે. તેવા વિદ્વાન્ અને યોગ્ય પતિના સહવાસમા રહી તુ તારા જીવનને સર્વ રીતે સાર્થક કરી શકીશ. તમારો દંપતીધર્મ આ નગરની જૈનકોમમા અનુકરણીય થઇ પડશે. તમે બન્ને દંપતી સદા સુખી થાઓ અને આલોક તથા પરલોકનુ હિત સાધવાને તત્પર રહો.

વિદ્યાનાં આ વચન સાભળી સેના ઘણીજ ખુશી થઇ ગઇ. તેણી અગમા ઉમંગ લાવી પોતાની પ્રિયસખી વિદ્યાને ભેટી પડી. તે વખતે તેણીના અંગ ઉપર રોમોદ્ગમ થઇ આવ્યો અને તેણીના નેત્રોમાથી હર્ષના અશ્રુની ધારા ચાલી. ક્ષણવારે સેના મંદ સ્વરથી ગદ્ગદ્ કંઠે બોલી—" પ્રિય બ્હેન, મારી જેમ તુ પણ સુખી થા અને તારો શ્રાવકસંસાર આ ભારતીય જૈનપ્રજાને અનુકરણીય થઇ પડો."

પછી બન્ને સખીઓ પ્રેમાશ્રુ વર્ષાવતી જુદી પડી હતી.

---

## प्रकरण १७ मुं

### પશ્ચાત્તાપ

કોઇ વિશાળ ગૃહમાં એક તરૂણ પુરૂષ ચિંતાતુર થઇ બેઠો હતો. તેના હૃદય ઉપર અનેક વિચારો ઉભરાતા હતા અને ક્ષણમા વિલીન

થઈ જતા હતા. ઘણી વાર વિચાર કર્યા પછી તે પુરૂષ પોતાના મનમા નીચે પ્રમાણે ચિંતવન કરવા લાગ્યો —

"અરે મે મારા ઉપયોગી જીવનને અનર્ગે માર્ગ વહન કરાવ્યુ તારૂણ્યના ઉદ્ધત પ્રવાહમા હુ અજ્ઞાન થઈ તણાઈ ગયો. હુ ક્યા કુળમા જન્મ્યો છુ? મારો ધર્મ શો છે? મારા પિતા કેવા હતા? મારૂ કુટુબ કેવુ કહેવાય છે? અને હું કેવા ઘરમા જન્મ્યો છુ? અરે! આ કલંકિત જીવનમા જીવવુ તે વૃથા છે. મારા કરતા તિર્યંચનુ જીવન વધારે સારૂ છે. મારા જેવા માનવપશુઓ આ જગતમા શામાટે જીવતા હશે? પૂર્વના મારા ક્યા કર્મોએ મને એવી સ્થિતિમા મુક્યો હતો. અરેરે? કર્મ, તમારી શક્તિ અદ્ભુત છે. તમારી પ્રબળ સત્તા આ ગળ કોઈ પણ પ્રાણી સમર્થ થઈ શક્તો નથી અરે! હુ અજ્ઞાની કેવે વિપરીત માર્ગે પ્રવર્ત્યો? મે કેળવણી સપાદન કરી પણ તે મારે નિરૂપયોગી થઈ પડી. મારા હૃદયમા કેળવણીની શુદ્ધ પ્રતિભા પડી નહીં. અજ્ઞાનના આવરણથી મારી બુદ્ધિ આવૃત થઇ ગ ."

આ પ્રમાણે ઘણી વાર ચિંતવન કર્યા પછી તેણે પોતાના મનમા નિશ્ચય કર્યો કે, "હવે જે થયુ, તે અન્યથા થવાનુ નથી. આ મારો પશ્ચાત્તાપજ મને સુબોધક થશે માત્ર સુકૃતો હવે જાગ્રત થયા લાગે છે, નહી તો મારા હૃદયમા આવો પશ્ચાત્તાપ થાત નહી પ્રભુકૃપાથી હવે હુ ચેતી ગયો છુ વર્ત્તમાનકાળના માઠા નઠારા સસ્કારો મા રાથી દૂર થતા જાય છે મારા અતરનો પડદો ઉઘડી ગયો છે. નવીન કેળવણીએ આપેલી નાસ્તિક્તા મારાથી દૂર થઈ જાય છે હવે હુ ઘોર નિદ્રામાથી જાગૃત થયો છુ અને મારા ચર્મચક્ષુમા દિવ્ય અજન પ્રાપ્ત થયુ છે. નાસ્તિક્તાએ પ્રગટ કરેલી મારી અધમતા નિવૃત્ત થઈ ગઇ છે. મારા કોઈ પૂર્વના સુકૃતોએ પોતાની પવિત્રપ્રભા મારી તરફ પ્રસારેલી છે હવે હુ મારા સુવિચારમાથી ભ્રષ્ટ થવાનો નથી,

હું મારા શ્રાવકધર્મની પ્રાચીન નીતિ રીતિને માન આપી ચાલીશ, અને મારા પ્રવર્તનને માર્ગે ગતિ કરનારી મારા જૈનજીવનને કૃતાર્થ કરીશ. જૈન શાસનદેવતા મારા આ વિચારને અનુકૂળ અને સહાય ભૂત થાઓ." વાચનાર, આટલું વાંચી શંકામાં પડ્યા હશો. તેમની શંકા દૂર કરવા એ લેખનું ઉદ્ઘાટન કરવાની આવશ્યકતા છે.

જે આ તરુણ પુરૂષ પોતાના વિશાળગૃહમાં ચિંતા કરે છે. તે મુંબઈવાળા નગીનદાસનો પુત્ર ચંચળદાસ છે. ચંચળદાસનો પિતા નગીનદાસનું ચરિત્ર પૂર્વના પ્રકરણમાં દર્શાવવામાં આવેલ છે. ધર્મચુસ્ત અને સખાવત બાહાદુર નગીનદાસે સ્વર્ગવાસ કર્યો છે. તેનો પુત્ર ચંચળદાસ નવીન કેળવણી પામ્યો છે, પણ તે કેળવણી ધર્મ વગરની શુષ્ક હોવાથી તેના મન ઉપર નાસ્તિકતાએ પ્રવેશ કર્યો હતો. તેના હૃદયમાંથી ધર્મની આસ્તા તદ્દન દૂર થઈ હતી. પોતાના આસ્તિક પિતાના નામને તેણે કલંકિત કર્યું હતું. નાસ્તિક થયેલા ચંચળદાસે સનાતન જૈનધર્મને હાનિ પોહોચાડવાને ધર્મસજન નામે એક મંડળ ઉભું કર્યું હતું.

આપણી વાર્તાના મુખ્ય નાયક ધર્મચંદ્રનો ભાઈ કીર્ત્તિચંદ્ર જ્યારે મુંબઈમાં પરીક્ષા આપવાને ગયો હતો, ત્યારે તેને આ ચંચળદાસની સાથે સમાગમ થયો હતો. ચંચળદાસના સહવાસથી આસ્તિક હૃદયનો કીર્ત્તિચંદ્ર બદલાઈ ગયો હતો. તેના હૃદયમાં નાસ્તિકતા આવી ગઈ હતી અને તેથી તેણે પોતાના નવા મિત્ર ચંચળદાસને ત્યાં સુધી કહ્યું હતું કે, "હું મારા નગરમાં ધર્મસજનમંડળીની એક શાખા સ્થાપીશ. અને મારા આસ્તિક કુટુંબને નાસ્તિક બનાવી દઈશ." જોકે કીર્ત્તિચંદ્રના આ અનુચિત વિચારો સફળ થયા ન હતા. અને ધર્મચંદ્ર જેવા જ્યેષ્ટ બંધુની ઉપર અને બીજા આસ્તિક કુટુંબીઓની ઉપર તેની સત્તા કાંઈ ચાલી નહતી, તથાપિ કીર્ત્તિચંદ્રના હૃદયમાં ચંચળદાસના કુસંગનો દાપ લાગ્યો હતો.

એક વખતે ચચળદાસ સવાર દાતણ કરવાને બેઠા હતા. દાતણ કર્યા પછી તે ઊભો થવા ગયો ત્યાં અકસ્માત્ તેને ચક્કી આવી. ચક્કીના વેગથી તે નીચે જમીનપર પડી ગયો. તે જોતાજ તેના ઘરના નોકરો દોડી આવ્યા અને બીજા કુટુબીઓ પણ સભ્રમથી પાસે આવ્યા. તરત દોડાદોડ થઇ પડી. તેજ વખતે મોટા મોટા ડાક્ટરોને બોલાવવામા આવ્યા. તેની ઘણી સારવાર કરવા માડી પણ તેની મૂર્છા ઉતરી નહિ. દેશી વૈદ્યોએ આવીને ઘણા ઉપાય કર્યા તથાપિ ચક્કીનો વેગ જરાપણ દૂર થયો નહિ છેવટે તેના કુટુબીઓ અને નોકરો નિરાશ થઇને બેઠા હતા

આ વખતે માહુમથી નગરીના એક ધર્મનિષ્ઠ વૈદ્યરાજને બોલાવવામા આવ્યા તે વૈદ્યરાજ ઘણા ધર્મી અને શાત હતા, તે સાથે વૈદ્ય વિદ્યામા ઘણા નિપુણ હતા તેઓએ આવી ચચળદાસની તબીયત જોઇ. જોયા પછી તેમણે એક ઉત્તમ ઔષધ આપ્યુ ઔષધ ઉદરમા જતાજ ચચળદાસ જરા ભાનમા આવ્યા. અનુક્રમે તેનામા વિશેષ ભાન પ્રાપ્ત થતુ ગયુ અને ક્ષણવારમા તો તે સારી રીતે હુશીયાર થઇ ગયો

પૂર્ણ ભાનમા આવેલા ચચળદાસે તે વૈદ્યરાજને પ્રણામ કરીને કહ્યુ, ' ધર્મપિતા, તમે મને જીવિતદાન આપ્યુ છે. તમારા ચમત્કારી ઔષધથી મારા આયુષ્યની દોરી સધાણી છે હવે બીજુ કોઇ ઉત્તમ ઔષધ આપી મારામા વિશેષ શક્તિ પ્રાપ્ત થાય તેમ કરો. હુ તમારો હૃદયથી આભાર માનીશ એટલુજ નહિ પણ દ્રવ્યથી તમારો સારો સત્કાર કરીશ."

ચચળદાસના આ વચન સાભળી તે વૃદ્ધ વૈદ્યરાજ બોલ્યા— ' ભાઇ, તમે કયો ધર્મ પાળો છો? કારણ કે, ધર્મની આસ્તા ઉપર મારી દવા સારી અસર કરે છે" વૈદ્યરાજના આ વચન સાભળી ચચળદાસ બોલ્યો—' વૈદ્યરાજ, હુ શ્રાવક ધર્મમા જન્મ્યો છુ, પણ શ્રાવકનો ધર્મ પાળતો નથી કોઇ પણ ધર્મ ઉપર મને આસ્તા નથી કારણ કે બધા

ધર્મની અંદર દુરાચારની પ્રવૃત્તિ થઈ છે.'

ચચળદાસના આ વચન સાભળી વૈદ્યરાજ બોલ્યા—" ભાઈ, ત્યારે તો મારી દવા તમને અસર કરશે નહિં. જેના હૃદયમા કોઈ પણ ધર્મની આસ્તા હોય તેના શરીરમા મારી દવા અમર કરે છે. અને હું ઘણે ભાગે ધર્મ માણસનીજ દવા કરૂ છુ. મારા ઔષધો આસ્તિક-આત્માઓને માટેજ ઉપયોગી છે. કોઇ પણ ધર્મને નહિં માનનારા નાસ્તિકોને હું ધિક્કારૂ છુ. નાસ્તિકોને નિરોગી રાખવાથી કાંઈ પણ લાભ થતો નથી. નીરોગી નાસ્તિકો આર્યધર્મની પવિત્ર ભાવનાને નિંદનાર અને પાપના પુજને બાધનારા થાય છે."

વૈદ્યરાજના આ વચન સાભળી ચચળદાસ ક્ષણવાર વિચારમા પડ્યો. વૈદ્યના વચનરૂપ રસાયને તેના હૃદયમા સારી અસર કરી. પછી તેણે વૈદ્યને પ્રેમથી નમન કર્યું. પછી વૈદ્યરાજ "ભદ્ર, તમોને તમારા પવિત્ર ધર્મની આસ્તા થાઓ," આ પ્રમાણે કહી પોતાને સ્થાને ચાલતા થયા હતા.

વૈદ્યરાજ ગયા પછી ચચળદાસના હૃદયમા 'પોતે નાસ્તિક છે.' એવો વિચાર આવ્યા કરતો હતો. અને તેને માટે પશ્ચાત્તાપ થયા કરતો હતો પશ્ચાત્તાપના પ્રભાવથી તેના હૃદયમા પોતાના ધર્મને માટે આસ્તાના અકુરો પ્રગટ થવા માડ્યા. અને પોતે અનુક્રમે સારી સ્થિતિમા આવતો ગયો.

એક વખતે સનાતન ધર્મનુ એક મહામડળ એકઠુ થયુ હતુ. તે મડળની અદર મુબાપુરીના પ્રખ્યાત પુરૂષો એકઠા થયા હતા. તે મડળમા એક વિદ્વાન્ વક્તા તન્દ્રથી ધર્મ ઉપર ભાષણ વચાતુ હતુ. તે પ્રખ્યાત વિદ્વાન્ વક્તાનુ ભાષણ સાભળવાને ચચળદાસ પણ આવ્યો હતો. જ્યારે અરાબર ભાષણ કરવાનો સમય થયો એટલે તે આસ્તિક વક્તાએ ઘણી વિદ્વત્તા ભરેલી છટાદાર ભાષામા તે ભાષણ

ડી સંભળાવ્યું. જે સાંભળી સર્વ શ્રોતૃવર્ગ પ્રસન્ન થઇ ગયો હતો.
વિદ્વાન્ વક્તાએ નાસ્તિક પુરૂષોને માટે એટલો બધો ધિક્કાર બતા
વ્યો હતો કે, જે સાંભળી ચચળદાસના અનુતાપી હૃદયમાં તેની ભા
રે અસર થઇ ગઈ. ભાષણ સમાપ્ત થયું, એટલે સર્વ લોકો પોત
પોતાને સ્થાને ચાલ્યા ગયા. ચચળદાસ પણ હૃદયમાં પૂર્વનો પશ્ચાત્તાપ
કરતો કરતો ઘેર આવ્યો હતો અને તે પોતાના ઘરના એક ભાગમાં બેશી
પૂર્વ સ્થિતિનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. આજે ચચળદાસ પોતાની નાસ્તિ
કતાનો પૂર્ણ પશ્ચાત્તાપ કરે છે. પોતે નગીનદાસ જેવા એક આસ્તિક
પિતાનો પુત્ર થઇ નાસ્તિક બની ગયો હતો, તેને માટે તેના હૃદયમાં
અતિ અનુતાપ થતો હતો. વાચનારે, આ પ્રસંગ ઉપરથી ઘણો બોધ
લેવાનો છે. નવીન વિદ્યાના સંસ્કાર નહીં લાગે તેવી રીતે દરેક આર્ય
તરૂણે વર્ત્તવાનું છે. આજકાલ ઘણા તરૂણો એ નઠારા પ્રવાહમાં તણાઈ
જાય છે અને પોતાના પવિત્ર ધર્મને ભુલી જાય છે. જે ધર્મભાવનામાં
જન્મ થયો હોય, જે ધર્મ પોતાની કુળપરંપરાએ અનુગત હોય, અને
જે ધર્મના પવિત્ર સંસ્કારો પરંપરાથી આપણને લાગતા હોય તેવા
ધર્મનો વિચાર કર્યા વગર સાહસથી ત્યાગ કરવો ન જોઇએ. સાહસિક
ચચળદાસે દીર્ઘ વિચાર કર્યા વગર પોતાના આર્હત ધર્મ તરફ અભાવ
બતાવ્યો અને પોતાના ધર્મની પવિત્ર ક્રિયા અને પ્રવર્ત્તનને તેણે
તિરસ્કાર આપ્યો, તેથી તેને પશ્ચાત્તાપ કરવાનો વખત આવ્યો હતો.
નાસ્તિક નર આ જગત્માં નિંદાપાત્ર બને છે. તે ગમે તેવો નીતિવાળો
હોય, કદિ બીજા સારા વિચાર ધરાવનો હોય અને આત્મિકબળને
અનુમોદન આપતો હોય, તોપણ નાસ્તિક પુરૂષનું જીવન જગત્માં
અનાદરણીય થઈ પડે છે.

વૈદ્યરાજના વચનથી અને પેલા વિદ્વાન્ વક્તાના ભાષણથી પ
શ્ચાત્તાપ કરતા ચચળદાસે ધર્મભંજન નામે જે મંડળ સ્થાપ્યું હતું
તેનું જ ભંજન કરી નાખ્યું. ત્યારથી તેણે ધાર્મિક જ્ઞાન મેળવવાનો પ્ર

યત્ન કરવા માંડયો. ધર્મની ક્રિયાના અને તત્ત્વના પુસ્તકો તેણે વાચવા માંડ્યા અને તે પ્રમાણે પ્રવર્ત્તન કરવા માંડયું. પ્રાત કાળે વેહેલો ઉઠી ચંચળદાસ પ્રતિક્રમણ અને સામાયિક આચરવા લાગ્યો. હૃદયમાં ઉત્તમ ભાવ ધારણ કરી જિનપૂજા કરવા લાગ્યો. અનુક્રમે શ્રાવકના બાર વ્રત માહેલા કેટલાએક વ્રત તેણે કરવા માંડ્યા. અલ્પ સમયમાં તે નાસ્તિકતાનો ત્યાગ કરી પૂરો આસ્તિક બની ગયો હતો. પોતાના સ્વર્ગવાસી પિતાની જેમ તે સખાવત કરવામાં પણ આગળ પડવા લાગ્યો. સાત ક્ષેત્રોમાં શ્રાવક ક્ષેત્રની સુધારણા કરવાનું મહાન્ કાર્ય તેણે હાથ ધર્યું તે આજકાલની કીર્ત્તિદાનની પદ્ધતીને દૂર કરી ધાર્મિક તથા સાંસારિક કેળવણીને ઉત્તેજન આપવા લાગ્યો. ઠેકઠેક જૈન વસ્તીવાળા સ્થળોમાં નવીન જૈન પાઠશાળાઓ અને કન્યાશાળાઓ સ્થાપન કરવામાં તે લક્ષ્મીનો ઉપયોગ કરવા લાગ્યો ગરીબ જૈન વિદ્યાર્થીઓને વિદ્યાર્થિ વેતન આપી તેમના અભ્યાસને સારૂ ઉત્તેજન આપવા લાગ્યો. ટુંકામાં જૈન ગૃહસ્થે જે કર્તવ્ય કરવાનું છે, તે કરવામાં ચંચળદાસ તન, મન અને ધનથી પ્રવર્ત્તવા લાગ્યો

ચંચળદાસની આ પ્રવૃત્તિ જોઈ મુંબઈના ગૃહસ્થો આશ્ચર્ય પામી ગયા અને હૃદયથી તેને ધન્યવાદ આપવા લાગ્યા. ચંચળદાસે આર્હત ધર્મની વૃદ્ધિ કરવાને અને આર્હત ધર્મનું તત્ત્વજ્ઞાન તથા નીતિજ્ઞાન ફેલાવાને એક નવા મંડળની સ્થાપના કરી. તે મંડળનું નામ "શ્રાવિકાજ્ઞાનોત્તેજક" રાખવામાં આવ્યું. કારણકે, તેણે વિચાર કર્યો હતો કે, જો જૈનવર્ગમાં સ્રીકેળવણીની વૃદ્ધિ થશે તો જૈનોની ધાર્મિક તથા સાંસારિક ઉન્નતિ ઉદયના શિખરપર આરૂઢ થશે. શ્રાવિકાની સુધારણાથી શ્રાવકવર્ગની સુધારણા સહેલાઈથી થઈ શકશે. શ્રાવિકાઓના હૃદયમાં જો કેળવણીના બીજ આરોપિત કર્યા હશે, તો ભવિષ્યની સર્વ પ્રજા સારી કેળવણી મેળવી શકશે. આવા સુવિચા

રથી તેણે શ્રાવિકાજ્ઞાનોત્તેજક મંડળની સ્થાપના કરી હતી. તે મંડળ દર અઠવાડીએ એકત્ર થતું અને તેમાં જૈન સ્ત્રીવર્ગની સુધારણા કરવાની ચર્ચા થતી હતી. શ્રાવિકા બ્હેનની સુધારણા કરવાને માટે જે જે ઉપાયો કરવા જોઈએ, તે તે ઉપાયો કરવાની ઉપયોગી સૂચનાઓ તે મંડળમાં થતી હતી. અને તે પ્રમાણે ગોઠવણ કરવાની યોજનાઓ પણ કરવામાં આવતી હતી. થોડા સમયમાં ચંચળદાસે 'તે ખરેખરો જૈન ધર્મનો આસ્તિક ગ્રહસ્થ છે,' એવી પોતાની છાપ લોકોમાં બેસારી દીધી હતી તેના ઉત્તમ પ્રવર્ત્તનથી લોકો કહેતા હતા કે "ચંચળદાસ તેના પિતા નગીનદાસના જેવો ધર્મી અને સખાવત કરનાર થતો જાય છે"

ચંચળદાસ પોતાના પૂર્વ કૃત્યનો પશ્ચાત્તાપ કરી સર્વ રીતે સુધર્યો હતો. તેના હૃદયમાંથી નાસ્તિકતા તદ્દન નિર્મૂળ થઈ હતી, તથા પિતાની ધર્મભાવના કીર્ત્તિદાન કરવામાં કે અયોગ્ય રીતે દ્રવ્યનો વ્યય કરવામાં ઉપયોગવાળી નહુતી. તે દેશકાળને અનુસરીને ધર્મનું આચરણ કરતો હતો. પોતાના સાધર્મિ બંધુઓમાં વિદ્યા, હુન્નર તથા વ્યાપારકળા વૃદ્ધિ પામે અને તેમના સંસાર સર્વ રીતે આબાદ થાય, તે સાથે સ્ત્રીકેળવણી રૂપ કલ્પલતા ખીલી નીકળે—એવા ઉત્તમ કાર્યોમાં દ્રવ્યનો વ્યય કરવાને ચંચળદાસ બદ્ધપરિકર રહેતો હતો. અને આથી તેની ધર્મકીર્ત્તિ સર્વ સ્થળે પ્રસરી ગઈ હતી.

## प्रकरण १८ मुं
## અબળાનો ઉપકાર

એક શાંત સંધ્યામાં મનોહર મહિલા બેઠી બેઠી આનંદકલ્યાણ માસિક વાચતી હતી આરંભની કવિતાઓ વાચ્યા પછી તેણીએ

મુખ્યલેખ વાચવો શરૂ કર્યો. તેની અંદર વિવિધ પ્રકારના ધાર્મિક અને સાંસારિક વિષયો સંક્ષેપમાં આપવામાં આવ્યા હતા. દરેક વિષયો વાચી રહ્યા પછી એક વિષય તેણીને વધારે પસંદ પડયો. જે વિષય નીચે પ્રમાણે હતો.

"જગતના બીજા સર્વ પદાર્થો કરતા માણસ માણસનુ મન વધારે ખેચે છે. મનુષ્યના જીવનની જે કાઇ વાત હોય, તેના અનુભવ, તેના હર્ષ, તેના દુઃખ અને પરાક્રમ એ બધા ઉપર બીજી તમામ વસ્તુઓ કરતા માણસનુ મન વધારે ચોટે છે. પ્રત્યેક મનુષ્ય બીજા સર્વ માણસોમા પોતાના જાતિભાઇ તરીકે વધતુ ઓછુ પણ દિલ આપ્યા શિવાય રહેતો નથી, કારણકે, તે બધી મનુષ્યજાતિરૂપી કુટુંબનો એક મનુષ્ય છે. માણસ પોતાનામા જેટલુ શિક્ષણ મેળવે છે, તેટલા પ્રમાણમા તેના હૃદયમા મનુષ્યજાતિના કલ્યાણને લગતી તમામ બાબતોમા તેની મહૃદયતાનુ વર્તુલ વધતુ જાય છે. તેવી રીતે ધર્મભાવનામા પણ સમજવાનુ છે. જે માણસ જે ધર્મભાવનામા ઉત્પન્ન થયો હોય, તે ધર્મને માનનારા પોતાના સાધર્મિબંધુઓમા તેની લાગણી વિશેષ ઉદ્દીપિત થાય છે. જો એવી લાગણી ઉત્પન્ન ન થાય તો તેની ધાર્મિકભાવના સતેજ નથી—અર્થાત્ મંદ છે, એમ સમજવું. એક અનુભવી વિદ્વાન્ લખે છે કે, મનુષ્યની પ્રકૃતિ જન સમાગમ ભાવનાવાળીજ હોય છે. પણ તે સમાગમના આનંદનુ કેંદ્રસ્થાન ધર્મ છે. ધર્મની પવિત્ર ભાવનાનુ આકર્ષણ દિવ્ય અને અદ્ભુત છે. ધર્મની વિરૂદ્ધ પ્રકૃતિવાળા મનુષ્યો ગમે તેટલા ગુણી કે પ્રાજ્ઞતાવાળા હોય, તથાપિ તેમના હૃદયનુ પરસ્પર આકર્ષણ થતુ નથી. તેના વિરૂદ્ધમા ગમે તેટલા પૂરાવાથી ગમે તે કહો, પણ તે ભાવના જાણવામા જે અનિર્વચનીય આનંદ આવે છે, તે બીજી રીતે આવતો નથી. તે ઉપરથી મનુષ્ય સ્વભાવ પોતાની સમાન ધર્મભાવના માટે કેવો રસિયો છે, તે સ્પષ્ટ જણાય છે, ત્યા બીજી સાક્ષીની અપેક્ષા રહેતી નથી."

તે બાળાએ આ વિષયને એકાગ્ર ધ્યાન વાચ્યો અને સારી રીતે તેનુ મનન કર્યું. મનન કર્યા પછી તેણીએ હૃદયથી દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

વાચનાર, આ મનોહર મહિલાને ઓળખવા આતુર થયેલ હશો તેથી તેને અહિં ઓળખાવાની જરૂર છે. તે મહિલા ધર્મચંદની બ્હેન વીણા છે એના અને વિવેકચંદનો વિવાહ થયા પછી સંઘના આગેવાનોને તેના પતિ પ્રેમચંદ તરફ અભાવ ઉત્પન્ન થયો હતો. તેઓના હૃદયમા ખાત્રી થઈ હતી કે, 'પ્રેમચંદ ઈર્ષાળુ અને દ્વેષી છે તે નાહક વર્ગની તરફ દ્વેષબુદ્ધિ ધારણ કરે છે અને વર્ગની ખોટી નિંદા કરે છે,' આથી તેઓએ નિશ્ચય કર્યો કે, "પ્રેમચંદને સંઘના કોઈ પણ કાર્યમા બોલાવવો નહીં. જો તે પોતાનો દુરાગ્રહ વધારે રાખે તો તેને સંઘનો બહિષ્કાર આપવો." સંઘના આગેવાનો આ નિશ્ચયમા એકમત થયા હતા. જેઓ પ્રેમચંદનો પક્ષ કરનારા હતા, તેઓ પણ ફરી ગયા. તેમના હૃદયમા પ્રેમચંદ અને તેના દ્વેષી કાર્યો તરફ અભાવ આવી ગયો હતો. ચંદનગરના જૈનવર્ગમા કોઈ પણ પ્રતિષ્ઠિત ગૃહસ્થ પ્રેમચંદને માન આપતો નહીં. માર્ગમા સામે મળતા પ્રેમચંદને કોઈ પણ પ્રણામ કરતુ નહીં, એટલુજ નહીં પણ કોઈ તેને બોલાવતુ પણ નહીં.

આવા અનાદરથી પ્રેમચંદ પોતાના હૃદયમા પાછો ગયો હતો. તેને માટે તેને ઘણો અપતાપ થતો હતો પોતે સંઘમા માનભ્રષ્ટ થયો છે, તે વિષે તે હૃદયમા અહર્નિશ બળ્યા કરતો હતો. રાત્રિદિવસ પોતાના કુકૃત્યને માટે પશ્ચાત્તાપ કરતા પ્રેમચંદે પોતાના હૃદયમા ચિંતવ્યુ કે— "અરે! મને મારા કુકર્મનુ ફળ મળવા લાગ્યુ મારા પિતાની મહાન્ પ્રતિષ્ઠાને મે હાનિ પોહોચાડી છે. જૈનશ્રેય સાધકવર્ગનો મે દ્વેષ કર્યો, તે ઘણુ જ અનુચિત કર્યુ છે પોતાના સાધર્મિક બંધુઓના ઉદ્ધારને માટે તન, મન અને ધનથી પ્રયત્ન કરનારા તે વર્ગની મે ખાલી નિંદા કરી છે અને તેઓના વ્યવસ્થાપકોના અવર્ણવાદ બોલવામા હું પછાત

ન્હોતી. વળી મે ધર્મના દુરાગ્રહથી મિથ્યાત્વ મિથ્યાત્વ કહી ઘણે પ્રકારે ધર્મ તથા જ્ઞાનની આશાતના કરી છે. દેશકાળનો વિચાર કર્યા વગર મિથ્યાત્વથી દૂર રહેવાનો દુરાગ્રહ રાખી મે મારી કોમના ઉદયને અટકાવ્યા છે. જ્ઞાતિની ધર્મનુ શાસન ચલાવનારા સઘની અંદર મે અનેક જાતના કલહ ઉત્પન્ન કર્યા છે. ધર્મ અને વ્યવહારની સુધારણા કરનારા સઘના કેટલાએક આગેવાનોના અપમાન કરી મે મારી ધર્મનીતિ નષ્ટ કરી છે. આ મારા કુકર્મનો બદલો મને ખરેખરો મળ્યો છે. ચદ્રનગરની સર્વ જૈનપ્રજા મારી તરફ તિરસ્કારની દૃષ્ટિએ જુવે છે."

આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતા પ્રેમચદ્રના હૃદયમા પુન ધાર્મિક વિચારો જાગ્રત થઇ ગયા. તેમ વિમર્શ કરતા છેવટે તેને એક બીજી વાત યાદ આવી. તેના અનુતાપી હૃદયમા પોતાની પવિત્ર પ્રિયા વીણાનુ સ્મરણ થઇ આવ્યુ. તેજ વખતે તેણે પુન ચિંતવ્યુ —"અરે ! મારી પવિત્ર પત્ની વીણાના વચનો મને આ વખતે યાદ આવે છે. તે સધર્મચારિણી શ્રાવિકાએ મને મારા દુષ્ટ સ્વભાવને માટે કેટલાએક શિક્ષાના વચનો કહ્યા હતા, પણ મારા દુરાગ્રહી અને કઠોર હૃદયમા એ કોમળ વચનોને અવકાશ મળ્યો નહતો. તે પવિત્ર પત્નીની ઉપયોગી વાણી ઉપર મને શ્રદ્ધા થઇ નહતી. જો તે વખતે મે એ સુબોધી શ્રાવિકાના વચનો માન્યા હોત તો હુ આ સ્થિતિ ઉપર ન આવત. મારી આવી અપમાન દશા ન થાત. પણ મારા પૂર્વના અશુભ કર્મોએ મને ભુલાવી દીધો. અરે મને સ્મરણ કરતા વારે ખેદ થાય છે. મારા બધુ ધર્મનિષ્ઠ અને પોતાની કોમના ઉદયને માટે ભગીરથ પ્રયત્ન કરનારા વર્ધચદ્રની મે ઘણી ઇર્ષ્યા કરી અને તેની સાથે હુ પૂર્ણ વૈર બુદ્ધિથી વર્ત્યો. પ્રભુ, હવે મને સદ્બુદ્ધિ આપો અને મારા દુષ્કૃત મિથ્યા થાઓ "

આ પ્રમાણે ચિંતવન કરી પ્રેમચદ જ્યા વીણા આનદકલ્યાણ,

માસિક વાચતી હતી, ત્યા આવ્યો. પોતાના પતિને આવતા જોઇ પ વિત્ર વીણા બેઠી થઇ અને તેણીએ હૃદયથી પતિને માન આપ્યુ. પ્રેમ ચદ પ્રસન્નમુખે બોલ્યો—"પ્રિયા, આ તારો કુકર્મી પતિ પોતાના ક ર્મનો પશ્ચાત્તાપ કરી તારી શરણે આવ્યો છે. તારા ઉપદેશના મધુર વ ચનોનો અનાદર કરી સ્વેચ્છાએ વર્તનારા આ પાપી પ્રેમચદને પોતા ના કૃત્યને માટે અતિ પશ્ચાત્તાપ થયો છે. અત્યારે એ પ્રેમચદ તારો ઉપ કાર માનવાને તારી શરણે આવ્યો છે. સુમતિ શ્રાવિકા, તે કહેલા પૂ ર્વે હિતકારી વચનો મને આ વખતે ઉપકારી થયા છે અને મારા હૃ દયના મલિનભાવોને તેઓએ દૂર કર્યા છે. તારા પવિત્ર બધુ ધર્મચદ્રનો અને સાધર્મિ બધુઓની કોમનો ઉદ્ધાર કરવાની ઉમદી ઇચ્છા રાખ નારા વર્ગનો મે ભારે દ્વેષ કર્યો છે. ચતુર્વિધ સઘની અદર ચાલતી શાંતિનો મે અનેકવાર ભગ કર્યો છે, અને અનેક પ્રકારે પરસ્પર કલહ ઉત્પન્ન કરાવી સપરૂપી કલ્પવૃક્ષને છેદી નાખ્યુ છે હે પવિ ત્ર પત્ની હવે, તે વિષે મને અતિ પશ્ચાત્તાપ થાય છે અને મારૂં હૃદય દગ્ધ થઈ જાય છે. તથાપિ તારા પૂર્વના ઉપદેશવચનો જે મારા મલિન હૃદયના અધકારમા ઢકાઇ ગયા હતા, તે આ વખતે પ્રકાશી નીકળ્યા છે અને તેને માટે હું તારો ઉપકાર માનવાને આવ્યો છું."

પ્રેમચદના વચનો સાભળી વીણાના હૃદયમા છુપી રીતે આન દ છવાઈ રહ્યો. કારણકે, પોતાના પતિના આવા સુવિચાર જાણી તે આસ્તિક અબળાને ઘણુ સારુ લાગ્યુ. પોતાને પતિ તરફનો જે અસ તોષ હતો, તે આ વખતે નાશ પામી ગયો તેણીના હૃદયમા ,સતો ષના સુખદાયક અકુરો પ્રગટ થઇ ગયા. જાણે પોતાને એક નવુ જી વન પ્રાપ્ત થયુ હોય, તેમ તે માનવા લાગી અને પોતાના પૂર્વના પુ ણ્યનો ઉદય થયો, એમ જાણવા લાગી

વીણા વીણાના જેવી મધુર વાણીથી બોલી—"સ્વામિનાથ, આ અબળાનો આટલો બધો ઉપકાર માનો તે ઘટિત નથી મે કાઇ

આપનો ઉપકાર કર્યો નથી, પણ આપના પૂર્વના પુણ્યનોજ તે ઉપકાર છે. આપની આવી ઉત્તમ મનોવૃત્તિ જોઈ મારા હૃદયમા અતિશય આનદ થાય છે. આપના પ્રવર્તનમા જે ફેરફાર થયો, તે મારા જીવનનો ફેરફાર થયો, એમ હું સમજુ છુ." પવિત્ર વીણા આ પ્રમાણે કહી પોતાના પતિ પ્રેમચદના ચરણમા નમી પડી અને નેત્રામાથી પ્રેમાશ્રુને વર્ષાવા લાગી. પોતાની પવિત્ર પત્નીનો આ દેખાવ જોઇ પ્રેમચદના હૃદયની લાગણી વિશેષ ઉત્તેજિત થઈ ગઈ અને તેની પવિત્રભાવનામા વૃદ્ધિ થઈ આવી.

ક્ષણવારે પ્રેમચદે પ્રેમ દર્શાવતા કહ્યુ—હૃદયેશ્વરી, જ્યારે હુ તમારી પાસે આવ્યો, ત્યારે તમે શુ વાચતા હતા?

વીણા—સ્વામિનાથ, હુ તે વખતે આનદકલ્યાણ માસિક વાચતી હતી.

પ્રેમચદ—પ્રિયા, એ ઉત્તમ લેખવાળા માસિકને વાચવાને મે તને ઘણી વાર અટકાવ કરેલો એ વાત યાદ આવવાથી મારા મનને અતિ પશ્ચાત્તાપ થાય છે. એ માસિકમાથી આ વખતે થોડો ભાગ મને વાચી સભળાવ અને મારા અનુતાપી હૃદયને આનદ આપ. હુ તારો ઉપકાર માનીશ.

વીણા—પ્રાણેશ! આ શુ બોલો છો? મારા જેવી અબળાનો ઉપકાર શો માનવાનો છે? હુ તમારી ચરણરજ દાસી છુ.

પ્રેમચદ—શ્રાવિકા, દરેક ભવિઆત્માએ કોઇ પણ ઉપકારીનો ઉપકાર માનવો જોઈએ. તેમ છતા મારી આજ્ઞાને લઈને અથવા દાક્ષિણ્યતાને લઈને મને કાઇ પણ થોડુ વાચી સભળાવ. તુ સમજે છે કે, મારી ઇચ્છા પૂર્ણ કરવી એ તારો ધર્મ છે

પોતાના પતિનો આવો આગ્રહ જાણી વિનયવતી વીણાએ તે માસિકમાથી નીચે પ્રમાણે વાચી સભળાવ્યુ —

' આ જ કારણથી માનવજીવન ઘણું ઉપયોગી છે એવા ઉપયોગી માનવજીવનને ધારણ કરનાર મનુષ્ય કદિ સામાન્ય હોય તોપણ તે ઉપયોગી છે સામાન્ય મનુષ્યના જીવનમાંથી પણ જ્ઞાની અને ગ્રાહી આત્મા કાંઈ પણ શિક્ષણ મેળવી શકે છે જે મનુષ્યે પોતાનું જીવન ઓળખ્યું છે, તે મનુષ્યની જીંદગીના અનુભવ, તેના દુખ, તેની વિપત્તિઓ, તેના કામની સિદ્ધિ તથા અસિદ્ધિઓ જાણવાની ઇચ્છા રાખવી અને તેમાથી કાર્યસિદ્ધિ કરવાના શિક્ષણનો અનુભવ સંપાદન કરવો જે પુરૂષોએ જગતના ઇતિહાસમા પોતાનું નામ અમર કર્યું હોય, અને સાધર્મિ તથા સ્વજ્ઞાતિ વર્ગની સુધારણાનો મોટો વારસો આપી ગયેલ હોય કે જે આપણે આજે ભોગવતા હોઈએ તે સિવાય આપણા ધાર્મિક અને સામાજિક ઉન્નતિના માર્ગો દર્શાવી ગયા હોય, તેમનું જીવન જાણવું કેટલું બધું જરૂરનું છે? એવા મહાશયોને લગતું જે કાંઈ હોય, તેમની ટેવ, તેમની રીતભાત, તેમની રહેવાની પદ્ધતી, તેમનો અભ્યાસ ઇતિહાસ, તેમની વાતચિત તેમના નીતિવર્તન, તેમના ગ્રહણ અથવા મહત્વ, આ સર્વે હમેશા જ્ઞાનભર્યાં બાબત, ઉત્તેજક અને અનુકરણીય છે "

આ પ્રમાણે વીજાએ વાચેલા સુમારના ભાગ સાભળી પ્રેમચંદ અત્યંત પ્રસન્ન થઈ ગયો તે વખતે તેણે પુનઃ ઉપકાર માનવા જણાવ્યું, એટલે વીજાએ કહ્યું કે, અમારા આ અજ્ઞાનો ઉપકાર શો માનો છો?

ત્યારથી પ્રેમચંદ અને વીજાના આનંદનસાર જુદા જ રૂપમા બદલાઈ ગયો હતો પ્રેમચંદ પોતાના પ્રવર્તનમા સુધારો કરવાથી ચંદનપુરના જૈન વર્ગમા પાછી ઉત્તમ પ્રતિષ્ઠા પામ્યો હતો અને તેણે પોતાનું નામ જૈન શ્રેય સાધક વર્ગના મેમ્બરોની શ્રેણીમા દાખલ કર્યું હતુ

# प्रकरण १९ मुं

## ફકીરચંદ ગુમ થયો.

આપણી વાર્ત્તાનો નાયક ધર્મચંદ મધુરા નામની એક કુલીન કન્યા સાથે પરણ્યો હતો. મધુરાએ ઉત્તમ પ્રકારની સ્ત્રીકેળવણી લીધી હતી. મધુરા અને ધર્મચંદની જોડી ખરેખર પ્રશંસનીય હતી. તેમનો નવીન શ્રાવકમાર્ગ નવીન જગતને ધારણ કરતો હતો. બંને દંપતી ધર્મસાધન કરી શ્રાવકજીવનની કૃતાર્થતા કરતા હતા. તેઓ ધર્મના બે પ્રકાર માનતા હતા. "પહેલા પ્રકારમાં ઇહલોકધર્મ અને બીજા પ્રકારમાં પરલોકધર્મ માની તેનું આચરણ કરવાને તેઓ મહા તત્પર રહેતા હતા. બંને ધર્મના પ્રકાર ભિન્ન છે, પણ તેઓનું ફળ એકજ છે. એમ તેઓ માનતા હતા. ઇહલોકધર્મ એટલે આલોકનું કર્त्तव्य, એમ તેઓ સમજતા હતા "આ જગત્‌માં મનુષ્ય જન્મ મેળવ્યા પછી પોતાના દેશ તરફ, પોતાના વર્ણ તરફ, પોતાના જાતિ ભાઈઓ તરફ, પોતાના ધર્મબંધુઓ તરફ અને પોતાના મનાસ્નેહી કે મિત્રો તરફ જે પોતાની પવિત્ર ફરજે છે, તે બનાબજાવવી એનું નામ ઇહલોકધર્મ છે અને તે પવિત્ર ફરજો બજાવાની સાથે શુદ્ધ, દેવ, ગુરૂ અને ધર્મની શુદ્ધ હૃદયથી ઉપાસના કરવી એ પરલોકધર્મ છે. આ ઉભય ધર્મ સાધનાને યત્ન કરવામાજ મનુષ્ય જન્મની સાર્થકતા છે." આ પ્રમાણે નિશ્ચય કરી તે પ્રમાણે વર્ત્તનારા ધર્મચંદ અને મધુરાનો દાંપત્યધર્મ લોકોત્તર બન્યો હતો.

એક વખતે ધર્મચંદ પોતાના વાચનગૃહમાં બેઠો હતો, ત્યાં તેની મનોહર પત્ની મધુરા સચિંતવદને આવી. તેણે આવી પોતાના પતિને નીચે પ્રમાણે કહ્યું—

મધુરા—પ્રાણનાથ ફકીરચંદભાઈ આજે સવારે બાહેર ગયા

છે, તે પાછા આવ્યાજ નથી. મારા પૂજ્ય સાસૂજીએ તેમને માટે મા ણસો મોકલ્યા હતા, પણ કોઇ ઠેકાણે તેમનો પત્તો મળતો નથી માન સાસૂજી તેથી ઘણા ગભરાય છે અને છાના ઘાનાં રૂવે છે. તમે નીચે આવી તેમના મનને શાન્ત કરો.

પોતાની પ્રિયાના આ વચન સાભળી ધર્મચંદ્ર સંભ્રમથી બેઠો થયો અને તે તરત નીચે ઉતરી પોતાની માતા પાસે આવ્યો. મા તાની પાસે આવી ધર્મચંદ્ર વિનયથી બોલ્યો—' બા, શામાટે અ પશોષ કરો છો? ફકીરભાઈ બાહેર ફરવા ગયેલ હશે, અથવા પોતાના કોઈ મિત્રને ત્યા મળવા ગયેલ હશે, તો વખતે ત્યા તે રોકાયો હશે."

માતાએ કહ્યુ, "ભાઇ ધર્મચંદ્ર, ફકીરચંદ હમેશા નિયમથી વર્ત્તનારો છે. ભોજન, શયન અને વાચનમા તે ઘણોજ નિયમિત છે. તે હમેશા કોઈ કાર્ય પ્રસંગે બાહેર જાય છે, પણ ભોજન વખતે ગમે ત્યાથી આવી પોહો ચે છે વળી આજે મને એક બીજી શંકા રહે છે. સવારે ટપાલ વખતે એક બીડેલો પત્ર તેની ઉપર આવ્યો હતો એ પત્ર વાચ્યા પછી તે ઘણોજ વિચારમા પડયો હતો પછી જાણે તેણે કોઇ નિશ્ચય કર્યો હોય, તેમ તે તરત પત્રને ગુપ્ત સ્થાને મુકી પોતાની કોઈ જાતની તૈયારી કરતો હોય, તેમ દેખાયો તે શિવાય બે માસ પહેલા તેનીપર એક સનિસ્તરપત્ર આવ્યો હતો, તે પત્ર વાચ્યા પછી તેની મનોવૃત્તિમા ઘણો ફેરફાર થયેલો જોવામા આવ્યો છે તેના ધાર્મિક વિચારો વધતેજ થતા જાય છે. અને તેના પ્રવર્ત્તનમા ઘણી સુધારણા થતી જાય છે. આ બધો વિચાર કરતા મારા મનને વિશેષ શંકા રહે છે. રખેને કોઈ ધાર્મિક શુભ કાર્યને માટે તેની પ્રવૃત્તિ તો થઈ નહી હોય? ધર્મ ચંદ્ર હૃદયમા ઉત્સાહ લાવીને બોલ્યો—"બા, જો ફકીરચંદની પ્રવૃત્તિ [illegible] ઈ કાર્યને માટે થઇ હોય તો વધારે ખુશી થવા જેવુ છે તેનામાથી નાસ્તિકતા દૂર થવા લાગી છે, ત્યારથી મારા મ

નને જ્યારે સંતોષ થતો જાય છે. વળી વિશેષ ખુશી થવા જેવું એ છે કે, ફકીરચંદ એક સારો ગ્રેજ્યુએટ થયો છે. નવીન સંસ્કારથી વિદ્વાન્ થયેલો તરૂણ જો ધાર્મિકકાર્યમાં ઉત્સાહિત થાય તો તેનાથી સારા કાર્યો થવાનો સંભવ છે. ચાલતા જમાનામાં તેવા વિદ્વાનોની જરૂર છે. નવીન પદ્ધતીના જ્ઞાનવાળા પ્રાચીન પદ્ધતીએ પ્રવર્ત્તે તો તે ધાર્મિક તથા સાંસારિક ઉન્નતિમાં વિશેષ ઉપયોગી થઈ પડે છે. માતા, ફકીરચંદની શોધ કરવામાં હું તત્પર રહીશ, પણ તમે તેની મોટી ચિંતા કરશો નહીં. જો તેનામાં નાસ્તિકતા વૃદ્ધિ પામી હોત તો આપણે ચિંતા કરવાનું વિશેષ કારણ હતું, પણ દૈવયોગે તે આપણી ચિંતા દૂર થઈ છે." ધર્મચંદના આવા વચનોથી તેની માતાના મનને જરા આશ્વાસન મળ્યું હતું. તથાપિમાતાના અપૂર્વ સ્નેહને લઈને તેણીના હૃદયમાંથી તદ્દન ચિંતા દૂર થઈ ન હતી.

પછી ધર્મચંદ તૈયાર થઈ ઘર બાહેર નીકળ્યો અને ફકીરચંદના મિત્રોને ત્યાં તેણે તેની તપાસ કરવા માંડી, પણ કોઈ ઠેકાણે ફકીરચંદનો પત્તો મળ્યો ન હતો.

ચંદનગરમાં સોમચંદ નામે એક ફકીરચંદનો મિત્ર હતો. તે તેનો પ્રથમથીજ સહાધ્યાયી હતો. સોમચંદ ફકીરચંદની સાથેજ બી. એ. થયો હતો. ગ્રેજ્યુએટ થયા પછી તે જૈનશ્રેય સાધકવર્ગનો એક મેમ્બર થયો હતો. આનંદકલ્યાણ માસિકમાં તેના તરફથી સારા સારા વિષયો પ્રગટ થતા હતા. તેમાં ખાસ કરીને જૈન સ્ત્રીકેળવણીના ઉત્તમ વિષયોના લેખ તેના તરફથી ઘણે ભાગે પ્રગટ થતા હતા. ધર્મચંદ પોતાના લઘુ બંધુની પ્રવૃત્તિ જાણવાને સોમચંદને ઘેર ગયો. પવિત્ર ધર્મચંદને પોતાને ઘેર આવેલો જોઇ સોમચંદ ઘણોજ ખુશી થઈ ગયો. તેણે વડિલની જેમ પ્રણામ કરી તેને માન આપ્યું. અને તેને ઉત્તમ આસન ઉપર બેસાડી પુછ્યું—"વર્યબંધુ, આજે આપે મારા ઘરને પવિત્ર કર્યું છે. આપના સેવકને શું નામ પૂછ્યું છે? તે કૃપા

છે, તે પાછા આવ્યાજ નથી. મારા પૂજ્ય સાસૂજીએ તેમને માટે મા ણસો મોકલ્યા હતા, પણ કોઇ ઠેકાણે તેમનો પત્તો મળતો નથી મારા સાસૂજી તેથી ઘણા ગભરાય છે અને છાના છાના રૂવે છે. તમે નીચે આવી તેમના મનને શાન્ત કરો

પોતાની પ્રિયાના આ વચન સાંભળી ધર્મચંદ્ર સંભ્રમથી બેઠો થયો અને તે તરત નીચે ઉતરી પોતાની માતા પાસે આવ્યો. મા તાની પાસે આવી ધર્મચંદ્ર વિનયથી બોલ્યો—"બા, શામાટે અ ધીરાઇ કરો છો? ફકીરભાઈ બાહેર ફરવા ગયેલ હશે, અથવા પોતાના કોઈ મિત્રને ત્યા મળવા ગયેલ હશે, તો વખતે ત્યા તે રોકાયો હશે"

માતાએ કહ્યુ,"ભાઈ ધર્મચંદ્ર, ફકીરચંદ હમેશા નિયમથી વર્ત્તનારો છે. ભોજન, શયન અને વાચનમા તે ઘણોજ નિયમિત છે. તે હમેશા કોઈ કાર્યપ્રસંગે બાહેર જાય છે, પણ ભોજન વખતે ગમે ત્યાથી આવી પોહો ચે છે વળી આજે મને એક બીજી શંકા રહે છે સવારે ટપાલ વખતે એક બીડેલો પત્ર તેની ઉપર આવ્યો હતો. એ પત્ર વાચ્યા પછી તે ઘણોજ વિચારમા પડયો હતો પછી જાણે તેણે કોઇ નિશ્ચય કર્યો હોય, તેમ તે તરત પત્રને છુપે સ્થાને મુકી પોતાની કોઈ જાતની તૈયારી કરતો હોય તેમ દેખાયો તે શિવાય બે માસ પહેલા તેનીપર એક સવિસ્તરપત્ર આવ્યો હતો. તે પત્ર વાચ્યા પછી તેની મનોવૃત્તિમા ઘણો ફેરફાર થયેલો જોવામા આવ્યો છે તેના ધાર્મિક વિચારો સતેજ થતા જાય છે. અને તેના પ્રવર્ત્તનમા ઘણી સુધારણા થતી જાય છે. આ બધો વિચાર કરતા મારા મનને વિશેષ શંકા રહે છે. રખેને કોઈ ધાર્મિક ગુપ્ત કાર્યને માટે તેની પ્રવૃત્તિ તો થઇ નહીં હોય? ધર્મ ચંદ્ર હૃદયમા ઉત્સાહ લાવીને બોલ્યો—"બા, જો ફકીરચંદની પ્રવૃત્તિ ધર્મના કોઈ કાર્યને માટે થઇ હોય તો વધારે ખુશી થવા જેવુ છે તેનામાથી નાસ્તિકતા દૂર થવા લાગી છે, ત્યાથી મારા મ

નને વચાગે સંતોષ થનો જાય છે. વળી વિશેષ ખુશી થવા જેવું એ છે કે, ફકીરચંદ એક માગે ગ્રેજ્યુએટ થયો છે નવીન સંસ્કારથી વિદ્વાન્ થયેલો તરૂણ જો વાર્મિકકાર્યમાં ઉત્સાહિત થાય તો તેનાથી સારાં કાર્યો થવાનો સંભવ છે. ચાલતા જમાનામાં તેવા વિદ્વાનોની જરૂર છે. નવીન પદ્ધતીના જ્ઞાનવાળા પ્રાચીન પદ્ધતીએ પ્રવર્તે તો તે ધાર્મિક તથા સાંસારિક ઉન્નતિમાં વિશેષ ઉપયોગી થઈ પડે છે. માતા, ફકીરચંદની શોધ કરવામાં હું તત્પર રહીશ, પણ તમે તેની મોટી ચિંતા કરશો નહીં. જો તેનામાં નાસ્તિક્તા વૃદ્ધિ પામી હોત તો આપણે ચિંતા કરવાનું વિશેષ કારણ હતું, પણ દૈવયોગે તે આપણી ચિંતા દૂર થઈ છે.” ધર્મચંદના આવા વચનોથી તેની માતાના મનને જરા આશ્વાસન મળ્યું હતું. તથાપિ માતાના અપૂર્વ સ્નેહને લઈને તેણીના હૃદયમાંથી તદ્દન ચિંતા દૂર થઈ ન હતી.

પછી ધર્મચંદ તૈયાર થઈ ઘર બાહેર નીકળ્યો અને ફકીરચંદના મિત્રોને ત્યાં તેણે તેની તપાસ કરવા માંડી, પણ કોઈ ઠેકાણે ફકીરચંદનો પત્તો મળ્યો ન હતો.

ચંદનગરમાં સોમચંદ નામે એક ફકીરચંદનો મિત્ર હતો. તે તેનો પ્રથમથીજ સહાધ્યાયી હતો. સોમચંદ ફકીરચંદની સાથેજ બી. એ. થયો હતો. ગ્રેજ્યુએટ થયા પછી તે જૈનશ્રેય સાધકવર્ગનો એક મેમ્બર થયો હતો. આનંદકલ્યાણ માસિકમાં તેના તરફથી સારા સારા વિષયો પ્રગટ થતા હતા તેમાં ખાસ કરીને જૈન સ્ત્રીકેળવણીના ઉત્તમ વિષયોના લેખ તેના તરફથી ઘણે ભાગે પ્રગટ થતા હતા. ધર્મચંદ પોતાના લઘુ બંધુની પ્રવૃત્તિ જાણવાને સોમચંદને ઘેર ગયો. પવિત્ર ધર્મચંદને પોતાને ઘેર આવેલો જોઈ સોમચંદ ઘણોજ ખુશી થઈ ગયો. તેણે વડિલની જેમ પ્રણામ કરી તેને માન આપ્યું, અને તેને ઉત્તમ આસન ઉપર બેસારી પુછ્યું—‘ ધર્મબંધુ, આજે આપે મારા ઘરને પવિત્ર કર્યું છે. આપના સેવકને શું કામ પાડ્યું છે? તે કૃપા

ફરી જાણાવશો " ધર્મચંદ્રે પ્રેમપૂર્વક જણાવ્યું, ભાઈ સોમચંદ, તમારા મિત્ર ફકીરચંદ પ્રાતઃકાળથી ગુમ થઈ ગયેલ છે તે હજુસુધી ઘેર આવ્યો નથી તે વિષે તમે કાંઈ જાણો છો ?"

સોમચંદ—વડિલ બંધુ, તે ક્યાં ગયેલ છે, એ માત્ર જાણવામાં નથી, પણ ગઈ કાલે તેણે મને કેટલીએક સૂચનાઓ કરી હતી, તે ઉપરથી જણાય છે કે, તે કોઈ ધાર્મિક કાર્ય કરવાને બાહેર ગયેલ હશે થોડા દિવસ થયા, તેની મનોવૃત્તિમાં ધાર્મિક વિચારો અતિશય ઉદ્ભવતા હતા જૈનધર્મની અને જૈનકોમની ઉન્નતિ કરવાને તેનામાં અતિશય ઉત્સાહ પ્રગટ થયો છે તેણે મને એટલે સુધી જણાવ્યું હતું કે, "મારા સાધર્મિ બંધુઓની સેવા કરવામાંજ મારે મારી જીંદગીને અર્પણ કરવી છે એ મહામાર્ગમાં આત્મભોગ આપવાની મારી ઈચ્છા છે ભારતવર્ષમાં આખી જૈનપ્રજાના ઉદ્ધારને માટે જૈનકોન્ફરન્સની સ્થાપના થયેલી છે. હવે તે દ્વારા જૈનોની ધાર્મિક તથા સામાજિક ઉન્નતિ થવાના વિવિધ વિષયોની ચર્ચા કરાવી મારે આર્હત ધર્મનો ખરો ઉદ્યોત કરી બતાવવો " ધર્મ બંધુ તમારા લઘુ બંધુએ પોતાના આવા વિચારો મને જણાવ્યા હતા

ધર્મચંદ્ર હૃદયમાં પ્રસન્ન થઈને બોલ્યો—ભાઈ સોમચંદ, મારા લઘુ બંધુના સદ્વિચાર તમારા મુખથી જાણી મને અતિ આનંદ થયો છે મારા સ્વર્ગવાસી પિતાના પુણ્યોએજ એ પ્રેરણા કરી છે તેના પૂર્વના પુણ્યો પ્રગટ થયા નહોત તો હૃદયમાં સજ્જડ થયેલી નાસ્તિક્તા દૂર શી રીતે થાત અને આવા સદ્વિચારો ક્યાંથી પ્રગટ થાત ? ભાઈ સોમચંદ, તમારા ધારવામાં આવે છે કે તે અહિંથી ક્યાં ગયો હશે ? વિદેશમાં તેના મિત્રો ક્યાં ક્યાં રહે છે અને કોણ કોણ છે ? એ તમે જાણો છો ?

સોમચંદ—વડિલભાઈ વિદેશના બીજા મિત્રોની મને ખબર

નથી પણ ચ ચળ દાસ નામનો એક મુમ્બઇમા તેનો મિત્ર છે. પ્રથમ ક્ષીન્ચદ્રમા જે નાસ્તિકના આવી હતી તે ચ ચળદાસના સગનુ ફળ હતુ, પણ પાછળથી મારા જાણવામા આવ્યુ છે કે, તે ચચળદાસ પાછો એક ઉત્તમ પ્રકારનો આસ્તિક બન્યા છે અને તેણેજ પનદ્વારા પોતાના વિચાર પ્રગટ કરી ક્ષીરચન્દ્રને પાછો સ્વધર્મમા આસ્તિક બનાવ્યો છે. વિદ્વાન ક્ષીરચન્દ્રે એક માસમા ઘણા પુસ્તકો વાચી આર્હત તત્ત્વોની પૂર્ણ માહિતી મેળવી છે. તે સસ્કૃત ભાષાનો અભ્યાસી હોવાથી તેણે આર્હતધર્મની તત્ત્વભાવના સારી રીતે જાણી લીધી છે. આટલીજવાત મારા જાણવામા આવેલી છે તે શિવાય બીજી વાત હું જાણતો નથી.

ધર્મચન્દ્રે ઉત્સાહથી પ્રશ્ન કર્યો—ભાઇ સોમચન્દ્ર, ક્ષીરચન્દ્રના વાચનગૃહમા ઇગ્લીશ અને સસ્કૃત પુસ્તકોનો મોટો સગ્રહ છે. પણ જૈનધર્મના તત્ત્વબોધક પુસ્તકોનો મોટો સગ્રહ હોય, એમ હુ ધારતો નથી. તે છતા તેણે જૈનતત્ત્વ જ્ઞાનનો બોધ શી રીતે પ્રાપ્ત કર્યો હશે ?

સોમચન્દ્રે કહ્યુ, વડિલભાઇ, હાલમા સિદ્ધક્ષેત્રમા સ્થપાએલ શ્રી જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ તરફથી 'તત્ત્વભૂમિમા પ્રવાસ' એ નામનુ એક સુબોધક પુસ્તક બાહેર પડેલ છે. તે પુસ્તક ઉપરથી ક્ષીરચન્દ્રે આર્હત તત્ત્વબોધ પ્રાપ્ત કર્યો છે. તે હમેશા શાન્તતાથી તે પુસ્તક વાચતો હતો અને તેનુ સારી રીતે મનન કરતો હતો

સોમચન્દ્રના આવા વચનો સાભળી ધર્મચન્દ્રે તે વાત માન્ય કરી અને પછી પોતાના લઘુ બધુ ક્ષીરચન્દ્રની શોધ કરવાની ભલામણ આપી પોતે પોતાના વર્ગની ઓફીસમા આવ્યો. તે વખતે વર્ગની ઓફીસમા માત્ર બે મેમ્બરો હાજર હતા, તેમણે ઉભા થઇ ધર્મચન્દ્રને માન આપ્યુ. ધર્મચન્દ્ર વર્ગ મ બધી કેટલીએક સૂચના આપી પોતે પુસ્તકાલયના એક ભાગમા જઇ બેઠો. ત્યા પત્રપીઠ ઉપર વર્ત્તમાન પત્રો શ્રેણીબદ્ધ પડ્યા ના અનુક્રમે વર્ત્તમાન પત્રોને વાચતા નવીન આવેલા

જૈનવિજય નામના પત્ર ઉપર તેની દ્રષ્ટિ પડી, તેણે તે પ્રમાણિકપત્ર હાથમાં લીધું. પ્રથમના મુખ્યલેખ ઉપર દ્રષ્ટિ ફેરવતાં "સખાવત" એના હેડીંગ નીચે એક વિષય તેના જોવામાં આવ્યો. તેની અંદર નીચે પ્રમાણે લખ્યું હતું—

'મુંબઈના પ્રખ્યાત ગેહેરસંગ લાગીંનગીનદાસના પુત્ર ચંદ્રચંદ્ર મે પોતાના પિતાના નામથી "નગીનદાસ નિરાશ્રિત ઉદ્યોગશાળા" એના નામથી એક સંસ્થા સ્થાપન કરેલી છે. તેની અંદર નિરાશ્રિત જૈનલોકોને નિર્વાહપ્રમાણના ઉદ્યોગ શીખવવાની ગોઠવણ કરવામાં આવેલી છે, તે સાથે તેઓ એવી ઈચ્છા ધરાવે છે કે દરેક જુદાજુદા દેશોના મુખ્ય શેહેરોમાં આવી આવી ઉદ્યોગશાળા સ્થાપન થાય તો તેઓના તરફથી યથાશક્તિ મદદ આપવામાં આવશે.'

આ ખુશખબર વાંચી ધર્મચંદ્ર અંતરમાં અતિશય આનંદ પામ્યો અને તેણે પોતાના હૃદયથી તે ચંદ્રચંદ્રદાસને અભિનંદન આપ્યું. તે પછી તે પત્રના ત્રીજા પાના ઉપર તેણે દૃષ્ટિ ફેરવી ત્યાં નીચે પ્રમાણે એક બીજા નવીન ખબર તેના વાંચવામાં આવ્યા—

"એક ગ્રેજ્યુએટે કરેલી પ્રતિજ્ઞા"

"એક જૈન ગ્રેજ્યુએટે કોઈ જૈન મુનિની મુલાકાત કરી હતી. જૈન મુનિની આગળ તેણે જૈન કોમમાં કરવા જોઈતા સુધારાની વાત ચિત કરતાં તે મુનિ પુરાણપદ્ધતીને અનુમોદન આપનાર હોવાથી તેણે તે ગ્રેજ્યુએટના વિચારોનું ખંડન કરવા માંડ્યું હતું, પણ તે વિદ્વાન ગ્રેજ્યુએટે તેમના નામ ટક્કર લઈ પોતાના મતનું પ્રતિપાદન કર્યું હતું. તથાપિ તે દુરાગ્રહી મુનિએ તે વાત માન્ય કરી નહીં અને હાલના સુધારાની વિરુદ્ધ કેટલું એક વિવેચન કરી બતાવ્યું. અને છેવટે તે મુનિએ જૈન કાન્ફરન્સ, જૈન પત્રો, જૈન માસિકો અને જૈન વર્ગમાંથી ઉભી થયેલી કેટલીએક સંસ્થાઓની નિંદા કરી હતી. આથી તે

ગ્રેજ્યુએટનુ હૃદય દુખાયુ અને તેણે પ્રતિજ્ઞા કરી છે કે, "પોતે દીક્ષા લઈ જૈન કોમની સર્વ પ્રકારની સુધારણા કરવાને માટે દેશે દેશ વિચરી ઉપદેશ આપવો. આવા આત્મભોગ આપનાર તરુણ શ્રાવકને અમે ધન્યવાદ આપીએ છીએ." તેઓનુ ગામ અને નામ હાલ ગુપ્ત રાખવામા આવ્યુ છે.

આ ખબર વાચી ધર્મચદ્ર વિચારમા પડ્યો 'રખેને ફકીરચદે તો આવી પ્રતિજ્ઞા કરી નહી હોય ?' આવુ ચિંતવતા તેના હૃદયમા ભાવોલ્લાસ પ્રગટ થઈ આવ્યો. "જો મારો લઘુ બધુ ફકીરચદ આત્મભોગ આપી આવુ મહાન્ કાર્ય કરે તો વધુ ખુશી થવા જેવુ છે. જો કે કુટુબની અદર માતાને અને બ્હેનોને તેનો સ સારનો વિયોગ દુઃખ દાયક થઈ પડશે, પણ સમગ્ર વિશ્વના સઘની સેવા કરવાને જો તે તત્પર થયો હોય તો તેનાથી બીજુ શ્રેયસ્કારક શુ છે ?" આ પ્રમાણે ચિંતવતો અને તે સબધી ઉત્તમ ભાવના ભાવતો ધર્મચદ્ર વર્ગની ઑફીસમાંથી પોતાને ઘેર આવ્યો હતો. "ફકીરચદને માટે કાંઈ પણ ચિંતા કરવાની નથી" એમ પોતાના કુટુબને દિલાસો આપી ધર્મચદ્ર આત્મકર્તવ્યમા તત્પર થયો હતો. 'ધર્મચદ્રનો નાનો ભાઈ ફકીરચદ ગુમ થયો છે' એ વાત આખા ચદ્રનગરમા પ્રસરી ગઈ હતી.

## प्रकरण २० मु.

## વિદ્યાવિજય

ફકીરચદને ગુમ થયા એક વર્ષ વીતી ગયું. અને તેટલાના પ્રસગથી તેનુ કુટુબ ફકીરચદના સ્નેહને શિથિલ કરી ગયુ હતું. તેની માયાળુ માતા કોઈ કોઈ પ્રસગે એ લઘુપુત્રનુ સ્મરણ કરતી, પણ ધર્મચદ્રના ઉપદેશથી [illegible] હૃદયને પાછી વાળી લેતી હતી

વિદ્યા હવે લાયક વયની થઇ હતી. તેણીને માટે કોઇ યોગ્ય પતિની શોધ થતી હતી. વિદ્યાના વયુ ઉપર યૌવનનો પ્રકાશ પડી ગયો હતો. શારદા અને સૌંદર્યનું તેજ તેણીના શરીરને સુશોભિત કરી રહ્યું હતુ

એક વખતે ધર્મચંદ્ર અને તેની માતા કુટુંબ રહેના એક ભાગમા બેઠા હતા માતાએ વિદ્યાના વિવાહને માટે નિશ્ચય કરવાને પોતાના આજ્ઞાંકિત પુત્રને પ્રશ્ન કર્યો—" ભાઇ ચંદ્ર, હવે વિદ્યા બ્હેનને માટે મને બહુ ચિંતા થાય છે, તેણીની વય બરાબર વિવાહને યોગ્ય થઇ ગઇ છે આપણી વાણીઆ પ્રમાણે કુલીરચ્નો પત્તો મળ્યો નહીં. તારા ઉપદેશરૂપ વચનોથી હું કુલીરચ દને માટે નિશ્ચિંત રહું છું, પણ વિદ્યાની ચિંતા મને ભારે થઇ પડી છે. હાલ લગ્નસરા ચાલે છે. આ પ્રસંગે કોઇ પણ યોગ્યસ્થાને વિદ્યાનો લગ્નસબંધ થવો જોઇએ. વયમાં આવેલી વિદ્યા હવે પિતૃગૃહમા રહેવાને યોગ્ય નથી. આપણી ઇચ્છા પ્રમાણે તેણીએ કેળવણી મેળવી છે. તે બાળામા ગ્રાનન્દસારને દીપાવે તેવા સર્વ ગુણો પ્રાપ્ત થયા છે. તે પૂર્ણ રીતે સગાર્ની ગૃહિણીપદને લાયક થઇ છે માટે હવે તેણીનો સત્વર વૈવાહિક સબંધ થયો જોઇએ "

માતાના આ વચન સાભળી ધર્મચંદ્ર બોલ્યા—"બા, તમારા હૃદયમા જેટલી વિદ્યા બ્હેનને માટે ચિંતા છે, તેટલીજ ચિંતા મારા હૃદયમા છે. મે દીર્ઘ વિચાર કરી વિદ્યાને માટે એક યોગ્ય વરની ધારણા કરી રાખી છે. માત્ર તમને પુછવાનુજ બાકી રહ્યુ છે. જો તમે મારા મનને અનુમોદન આપશો તો એ મારી વાર્તા સફળ થાય તેમ છે "

માતાએ ઉત્કંઠાથી કહ્યુ, ' ભાઇ ધર્મચંદ્ર, વિદ્યાને સર્વ રીતે લાયક એવો યોગ્ય વર કોણ છે? અને તેણે કેટલી કેળવણી સંપાદન કરી છે? તેમને કહે એટલે હુ મારી સમ્મતિ તે વિષે આપી શકું "

ધર્મચંદ્ર પ્રસન્નવદને બોલ્યો—' માતા, આપણા નગરમાં સોમ-
ચંદ્ર નામે એક ગ્રેજ્યુએટ શ્રાવકપુત્ર છે. તે આપણા કુલીનચંદ્રનો સહા-
ધ્યાયી મિત્ર છે. તેણે કુલીનચંદ્રની સાથેજ બી. એ. ની પદવી મેળ-
વી છે, તે ધર્મિષ્ઠ અને વિવેકી છે, તે સાથે વ્યાપારકળાથી પોતાનો
ઉદય કરવાની ઈચ્છા રાખે છે. નોકરી કરવાની અધમ વૃત્તિને તે હૃદ-
યથી ધિક્કારે છે.

સોમચંદ્રનું નામ સાભળી ધર્મચંદ્રની માતા હૃદયમાં ખુશી થ .
કારણકે તે પ્રથમથીજ તેને સારી રીતે જાણતી હતી. સોમચંદ્રના
શીળ તથા સ્વભાવનો અનુભવ કુલીનચંદ્રને સારો હતો, તેથી કુલીન
ચંદ્રે ઘણીવાર તેણીની પાસે સોમચંદ્રની પ્રશંસા કરી હતી. 'ભાવ
તું હતું અને વૈદે કહ્યું' એ પ્રમાણે માતા હૃદયમાં આનંદ પામતી
બોલી—"ભાઈ ધર્મચંદ્ર, તારી ધારણાને મારી પૂર્ણ સંમતિ છે. મા-
રા હૃદયમાં પણ ઘણા વખતથી એજ ધારણા હતી. તથાપિ તે વિષે
મારે તને એટલું પુછવાનું છે કે, "સોમચંદ્રની સ્થિતિ કેવી છે? અને
આટલા વખત સુધી તે કુંવારો કેમ રહ્યો હશે?" ધર્મચંદ્રે નમ્રતાથી ક-
હ્યું, ' બા, સોમચંદ્રના પિતાએ સ્વર્ગવાસ કર્યો છે, તેથી સોમચંદ્રની
સ્થિતિ જોઈએ તેવી સારી નથી. તેના કુટુંબમાં વિધવામાતા અને
એક બ્હેન છે. સોમચંદ્ર અભ્યાસમાં અને બુદ્ધિમાં ચડીઆતો છે,
તેથી દરવર્ષે તે ઉંચી જાતની સ્કોલરશીપ મેળવે છે, તેવડે તેના
અભ્યાસનો તથા કુટુંબનો નિર્વાહ થાય છે. તેની દ્રવ્યસ્થિતિ આવી
છે, પણ માનસિક સ્થિતિ ઘણી ઉત્તમ છે. તેણે નવીન વિદ્યાના સંસ્કાર ગ્ર-
હણ કર્યા છે, તથાપિ તેના હૃદયમાં ધાર્મિક સંસ્કારો તેવાને તેવા રહ્યા
છે. અર્થશાસ્ત્ર ઉપર તેણે ઘણા નવીન પુસ્તકો મનન કરીને વાંચ્યા છે,
તેથી તે પોતાની આર્થિક સ્થિતિ સુધારવાને સર્વ રીતે સમર્થ છે. તે
સાથે તેનામાં દેશાભિમાન, ધર્માભિમાન અને જ્ઞાત્યભિમાન સતેજ
છે. ગયા માસમાં તેણે આ . - માસિકમાં ' જૈનોની આ-

થિક સ્થિતિ" એ વિષય ઉપર ઘણો ઉંચો લેખ લખ્યો હતો, જે વિષયની વિદ્વાનોએ ઘણીજ પ્રશ સા કરી હતી."

"માતા, તમે કહ્યુ કે, તે આજસુધી શામાટે કુવારો રહ્યો હશે? તેનુ કારણ એ છે કે તે બાળલગ્નની વિરૂદ્ધ છે. બાળલગ્નના કુરિવાજથી જૈનપ્રજામા મોટી હાનિ થઈ છે અને અનેક જાતના અ તરાયો ઉભા થયા છે, આ વાતને તે વિદ્વાન્ તરણ સારી રીતે સમજે છે. આથી પોતે આજસુધી અવિવાહિત રહેલ છે તેની વિદ્યા અને તેમના સદ્ગુણોથી આકર્ષાઈ ઘણા ગૃહસ્થો તેને કન્યા આપવાને ઉત્કંઠિત થયા હતા, પણ તે ધીર વીરપુરૂષે પોતાના નિયમનુ ઉલ્લઘન કર્યું નથી. તેની મનોવૃત્તિમા ઉત્તમ પ્રકારની દઢતા સ્થાપિત થઇ છે."

ધર્મચદ્રના આ વચન સાભળી તેની માતાના અ તરમા વિશેષ આનદ ઉત્પન્ન થઈ આવ્યો. તે પ્રસન્ન થઈ બોલી—" ભાઈ ધર્મચદ્ર, ત્યારે તો હવે આપણે વિલબ કરવો ન જોઈએ. આપણી વિદ્યા બ્હેનનો સબધ તેની સાથે ત્વરીત કરવો જોઇએ. આપણી અજ્ઞાન કોમમા આવી ઉંચી કેળવણી પામેલા મૂર્તિયા ઘણાજ ઓછા છે. વિદ્યાવતી વિદ્યાનો સબધ એ વિદ્વાનની સાથે કરી વિદ્યાને શ્રાવકસ સારમા સુખી કરવી, એ આપણી ફરજ છે વિદ્યાની વિદ્વત્તા, વિદ્યાનો વિનય અને વિદ્યાનો વિવેક સોમચદ્રના સહવાસથી સાર્થક થશે."

માતાના આ વચનોથી ધર્મચદ્રનો ઉત્સાહ દ્વિગુણ થઈ ગયો. તે ધર્મી ગૃહસ્થ તે કાર્ય સિદ્ધ કરવાનો નિશ્ચય કરી સજ્જ બની ઘરની બહાર નીકળ્યો. ઘરની બહાર નીકળતાજ દેવાધિદેવના દર્શન કરી આવતી વિદ્યા તેની સામે મળી. વિદ્યા પોતાની કાર્ય સિદ્ધિ કરવાને પોતેજ કુમારિકાના શુકન રૂપે થઈ પોતાની વિદ્યા બ્હેનના શુકનથી ધર્મચદ્ર વિશેષ પ્રસન્ન થઈ સસ્મિતવદને ત્યાથી પ્રસાર થયો. વિદ્યાએ વિનયથી જ્યેષ્ઠ બધુને સ્મિત હાસ્ય કરતા નમન કર્યું

ધર્મવીર ધર્મચંદ્ર પોતાના મિત્રોને મળી તે દ્વારા સોમચંદ્રને વિદ્યાનું વાગ્દાન આપનાની યોજના કરી. સોમચંદ્ર પોતાના સહાધ્યાયી મિત્ર કુંદીચંદ્રની બ્હેન વિદ્યાની સાથે પોતાના સબંધની વાર્ત્તા સાંભળી અત્યંત ખુશી થયો હતો. વિદ્યા જેવી વિદુષી અને સદ્ગુણી શ્રાવિકા પોતાને પ્રાપ્ત થવાથી સોમચંદ્રે પોતાના શ્રાવકસમાજની ઉન્નતિના શિખર ઉપર આવવાની ઉમદી આશા ધારણ કરી હતી.

આખરે તેજ માસમા સોમચંદ્ર અને વિદ્યાનો પવિત્ર વિવાહસંબંધ જોડાયો હતો. તે મહોત્સવ જૈનલગ્નવિધિથી વર્ગના આશ્રિત શાસ્ત્રીને હાથે થયો હતો. આ ધર્મવિવાહમા ચંદ્રનગરના જૈનસંઘના આગેવાનોએ અને શ્રેય.સાધક વર્ગના સર્વ મેમ્બરોએ સારો ભાગ લીધો હતો, અને તેથી તે મહોત્સવ સારી રીતે દીપી નીકળ્યો હતો.

આ ઉત્તમ પ્રસંગે નિરવધિ આનંદ ઉત્પન્ન થયો હતો, તથાપિ કુંદીચંદ્રની ગેરહાજરીથી ધર્મચંદ્રના ધાર્મિક કુટુંબને તથા તેના મિત્ર સોમચંદ્રને હૃદયમા અસંતોષ રહ્યો હતો. ધર્મચંદ્રની માયાળુ માતાએ મોહાધીન થઈ પોતાના લઘુ પુત્રનું વારંવાર સ્મરણ કરી દીર્ઘ નિઃશ્વાસ નાખ્યા હતા. સોમચંદ્ર પણ પોતાના મિત્રને ઘેર આ ઉત્તમ પ્રસંગે આવી મિત્રના અભાવથી શોકાશ્રુ વર્ષાવ્યા હતા.

બંધુપ્રેમી વીણા અને વિદ્યાએ પણ કુંદીચંદ્રનું સ્મરણ કરી શોકાશ્રુ છોડ્યા હતા. માત્ર ધર્મની દૃઢતાથી દૂર બનેલો ધર્મચંદ્ર બંધુમોહને આધીન થયો ન હતો. કારણકે સ્વધર્મ અને સ્વજ્ઞાતિને માટે આત્મભોગ આપવા ગયેલા પોતાના લઘુ બંધુના વિજયની તે રાહ જોઈને રહ્યો હતો, અને તેને માટે જે ઉત્કંઠા થવી જોઈએ તેજ ઉત્કંઠા તેના પવિત્ર હૃદયને ખેદિત કરતી હતી.

આ પ્રમાણે વિદ્યાએ મોમચંદ જેવા સદ્ગુણી શ્રાવકની સહાયા ગિરી થઈ સંસારપર વિજય મેળવ્યો હતો. સ્ત્રીકેળવણીના મધુર ફળનો સ્વાદ લેવાને તે લલના પૂર્ણ ભાગ્યવતી બની હતી. તે વખતે ચંદ્રનગરની સર્વ પ્રજા કહેતી હતી કે હવે ખરેખરો વિદ્યાવિજય થયો.

---

## પ્રકરણ ૨૧ મુ
### પ્રતિજ્ઞાનિર્વાહ.

---

પ્રાતઃકાળનો સમય હતો. નભોમણિએ પોતાની રશ્મિપ્રભાથી જગતને રંગવાનો આરંભ કરી દીધો હતો. વિશ્વનું ઉદ્યોગમંડળ ઉદ્યોગ તરફ ઉત્કંઠિત થતું હતું. પ્રવૃત્તિનો મહાન્ પ્રવાહ વેગથી વિશ્વ ઉપર પ્રસરી રહ્યો હતો. ધર્મવીરો ધર્મક્રિયા કરવાને, દાનવીરો દાન ક્રિયા કરવાને અને જ્ઞાનવીરો જ્ઞાન સંપાદન કરવાને તત્પર થઈ ગયા હતા. આ વખતે આપણી વાર્ત્તાનો ઉપનાયક વિનયચંદ્ર પોતાના ઘરના એક ભાગમાં શૂન્ય થઈને પડ્યો હતો. ચિંતાની મહા જ્વાળા તેના પવિત્ર હૃદય ઉપર પ્રસરી ગઈ હતી. તે વારંવાર દીર્ઘ નિ:શ્વાસ નાખી પોતાના પશ્ચાત્તાપને પ્રગટ કરતો હતો. ક્ષણમાં બેઠો થતો, ક્ષણમાં આડો પડતો અને ક્ષણમાં હેરફેરા મારતો હતો.

આ વખતે એક સુંદર બાળા હંસના જેવી ગતિથી ચાલતી તેની પાસે આવી. તેણીએ ગુલાબી રંગની સાદી સાડી ઓઢી હતી. તેના એક હાથમાં સુશોભિત રંગબેરંગી પુંઠાવાળી એક ચોપડી હતી, અને બીજા હાથમાં રક્ત વર્ણના અક્ષરોને પ્રગટ કરે તેવી પેનસીલ હતી. તે બાળા આનંદના આવેશમાં આવીને તે પુરૂષની પાસે ઉભી રહી. કારણકે તે ચિંતાતુર કે શોકાતુર છે, એમ તે જાણતી ન હતી. તેણીએ ઉમંગમાં ને ઉમંગમાં નીચે પ્રમાણે કહ્યું—

"સ્વામિનાથ, આજે શય્યા છોડવી કેમ ગમતી નથી? હમેશાં આપ વહેલા જાગ્રત થઇ નિત્યની દિનચર્યામા પ્રવર્ત્તો છો, અને આજે આપનો તે ક્રમ ક્યા ગયો? આપનુ નિયત કરેલુ સમયપત્ર કેમ ફરી ગયુ?"

પ્રિયાના આ વચન સાંભળી તે તરૂણે કાઈ પણ ઉત્તર આપ્યો નહી. તે શૂન્યવત્ થઈ બેસી રહ્યો. આથી પ્રિયાના પ્રેમી હૃદયમા વિશેષ ચિંતા થવા લાગી. જે ઉમગથી પોતે હોશભેર આવી હતી તે ઉમગ મદ થઈ ગયો. તેણીએ આતુરતાથી પુછ્યુ —

"પ્રાણેશ, આપ શૂન્યવત્ કેમ દેખાઓ છો? આપની તબીયત કેવી છે? શરીર તો નિરાબાધ છે? આપને શુ થયુ છે? જે હોય તે કૃપા કરી જણાવો." પત્નીના આ વચનનો પણ પ્રત્યુત્તર મળ્યો નહી, આથી તે બાળા વિશેષ ચિંતાતુર થઇ ગઇ.

પોતાની પ્રિયાને આમ ચિંતાતુર જોઈ તે પુરૂષના હૃદયમા કરૂણા ઉત્પન્ન થઈ અને તેથી તે મદ સ્વરે બોલ્યો— "પ્રિયા, ચિંતાતુર થશો નહી. મને શારીરિક વ્યથા થઇ નથી, પણ માનસિક વ્યથા થઇ છે. એ વ્યથાને લઈને મારા હૃદયમા ચિતાની મહા જ્વાળા પ્રગટી છે. આ બનાવનુ કારણ હું પોતેજ છુ. હું પોતેજ સ્વોપાર્જિત માનસિક વ્યથાનો ભોક્તા બન્યો છુ. મારા પૂર્વકર્મોએ મને મારી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ કર્યો છે. એક આત્માને સુખી કરવાના આવેશમા હુ મારા કર્ત્તવ્યને ભુલી ગયો છુ. મે મારા નિયમનુ વિસ્મરણ કરી મારા આત્માના મનોબળની નિર્બળતા બતાવી આપી છે મારા જેના સાહસિક અને અવિચારી પુરૂષને સર્વ રીતે ધિક્કાર છે"

તે તરૂણના આ વચન સાભળી તે રમણીના હૃદયમા આશ્ચર્ય ઉત્પન્ન થઇ આવ્યુ. તેણીએ વિનીત ભાવે કહ્યુ, "સ્વામિનાથ, આપની કઈ પ્રતિજ્ઞા પૂર્ણ થઇ નથી? જો તે કહેવા યોગ્ય હોય તો મને કહેશો. આ અર્ધાંગનાને આપની ચિંતાનો અર્દ્ધ ભાગ આપી કૃતાર્થ

કરશો ?" પતિએ સચિતવતીને કહ્યુ, "પ્રાણેશ્વરી, એ વાત તારી આગળ કહેવા યોગ્ય છે, પણ તને કહેવાથી કાંઈ મારી ચિતા દૂર થાય તેમ નથી. મારાજ અપરાધનુ ફળ મારે પોતાને ભોગવવુ યોગ્ય છે.

વાચનાર, તમારા હૃદયમા આ પ્રસંગની જિજ્ઞાસા ઉત્પન્ન થઈ હશે. તમારી જિજ્ઞાસા તૃપ્ત કરવી એ લેખકનુ કર્ત્તવ્ય છે. જે પુરૂષ પ્રાતઃકાળે ચિતા અને શોકથી પરિપૂર્ણ બનેલો છે, તે આપણી વાર્ત્તાનો ઉપનાયક વિવેકચદ્ર છે વિવેકચદ્રે પ્રથમ એવી પ્રતિજ્ઞા કરી હતી કે, "જ્યાસુધી ચદ્રનગરમા સર્વ વસ્તુદાયક વિદ્યાલય ન થાય, ત્યાસુધી મારે વિવાહિત થવુ નહિં.' આ પ્રતિજ્ઞા વિષે છઠ્ઠા પ્રકરણમા જણાવેલુ છે નથુભાઈના પાશમાથી મેનાને મુક્ત કરવાના પ્રસંગમા વિવેકચદ્ર તે પ્રતિજ્ઞાને ભૂલી ગયો હતો, અને સર્વનો આગ્રહ અને મેના જેવી વીદુષી શ્રાવિકા પ્રાપ્ત કરવાનો યોગ—એ બને કારણોને લઈને વિવેકચદ્ર વિવાહિત થઈ ગયો હતો. આજે તે ધર્મવીરને એ પ્રતિજ્ઞાનુ સ્મરણ થઈ આવ્યુ છે અને તેથીજ તે ચિંતાના મહાસાગરમા મગ્ન થયો છે રાત્રે તે વિષેનુ કોઈ સ્વપ્ન આવવાથી તેને તે વાત સ્મરણમા આવી છે. આ વખતે જે બાળિકા પોતાના હાથમા ચોપડી લઈને આવી હતી તે બાળિકા મેના છે મેના પ્રાતઃકાળે નિત્યવિધિ કરી સામાયિક કરતી હતી સામાયિક કરતી વખતે તે બાળિકા ઉત્તમ પ્રકારના સુબોધક પુસ્તકો વાચતી હતી આ વખતે તેના હાથમા શ્રાવિકા ભૂષણના પ્રથમ અવતારનુ પુસ્તક હતુ તેણી સામાયિક પારીને તે પુસ્તકમાથી એક ભાગ પોતાના પતિને વચાવવાને ઉમગથી આવી હતી, તેવામા પોતાના પતિને ચિંતાતુર જોઈ તે બાળા સચિતવતીના થઈ ગઈ હતી

વિવેકચંદ્રે સચિતવતીને જણાવ્યુ—પ્રિયા, મે કેટલોક સમય પહેલા એવી ઇચ્છા રાખી હતી કે, ચદ્રનગરમા એક સર્વ વસ્તુદાયક [બોર્ડીંગ] વિદ્યાલય ઉઘાડવુ અને તેને માટે મહાન્ પ્રયાસ કરવો. આપણા

ચંદ્રનગરમાં ગરીબ શ્રાવકોના ઘણા બાળકો માત્ર સહાય વિના કેળવણી લઈ શકતા નથી. તેઓના ઉદ્ધારને માટે મેં એ ધારણા રાખી હતી. પછી તે વિષે હૃદયમાં નિશ્ચય કરી મેં એવી પ્રતિજ્ઞા કરી કે, 'જ્યાંસુધી ચંદ્રનગરમાં તેનું વિદ્યાલય થાય નહીં ત્યાંસુધી મારે અવિવાહિત રહેવું.' એ વાતનું મને વારંવાર સ્મરણ રહેતું હતું, પણ ન શુભાંગના કષ્ટમાંથી તને મુક્ત કરવાને હું એ વાત ભૂલી ગયો, અને તારી સાથે મેં વિવાહ કર્યો. હજી મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઈ નથી તે છતાં હું વિવાહિત થઈ તારા મોહમાં મગ્ન થઈને આ ગૃહસંસારમાં પડ્યો છું. રાત્રે મને સ્વપ્ન આવ્યું કે 'જાણે હું એક મોટી પાઠશાળામાં બેઠો છું અને મારી આસપાસ રહેલા ગરીબ વિદ્યાર્થીઓ મને હૃદયની આશીષ આપે છે.' આ સ્વપ્ન પૂર્ણ થયા પછી હું જાગ્રત થયો અને મને મારી પૂર્વની પ્રતિજ્ઞા સ્મરણમાં આવી. ત્યારથી ચિંતા અને શોકના વેગથી હું આક્રાંત થઈ ગયો છું. પ્રિયા, હવે હું એ સમય ક્યારે જોઈ શકીશ. મારા સાધર્મિબંધુઓના ગરીબ વિદ્યાર્થીઓ મને હૃદયની આશીષ આપે, અને હું તેમની આશીષ લઈ મારા આત્માને કૃતાર્થ કરું. પ્રભુ ! મને તેવો પુણ્યાનુબંધી પવિત્ર સમય પ્રાપ્ત કરાવો."

વિવેકચંદ્રની આ મૃદુવાણી સાભળી મેનાએ કહ્યું, "પ્રાણનાથ, તમે મારે માટેજ પ્રતિજ્ઞા ગુમાવી છે. જો તમે એ પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનો આગ્રહ કરી રહ્યા હોત તો મારી શી સ્થિતિ થાત? મારા પૂર્વના પુણ્યોએજ તમને તમારી પ્રતિજ્ઞા વિસ્મરણ કરાવી છે સ્વામી હવે તે વિષે વિશેષ શોક કરશો નહીં. તમને તમારી પ્રતિજ્ઞાના ભંગથી જેટલી હાનિ થઈ છે, તેટલો મારો ઉદ્ધાર કરવાથી લાભ થયો છે. તમે મારા જીવનને મોટું આલંબન આપ્યું છે. હજુ પણ તમે તમારી એ પ્રતિજ્ઞા પૂર્ણ કરી શકશો. તમારા હૃદયમાં તે વિષે દૃઢતા છે, તો તમારા કાર્યની સિદ્ધિ થઈ ચુકી છે. તમે તમારા જીવનના સાર્થક્ય

धान्याने सर्व रीते समर्थ छो ' त्यने धारण करनारा वीरपुत्रो सर्व त्र विजयी थाय छे '

मेनाना आ वचनो सांभळी विवेकचंद्रना हृदयमां आश्वास न मळ्यु तेना हृदयमां प्रथमथी चिंतानी महा ज्वाळा निर्बीज पामी गई अने शांति रूप सुधानुं सिंचन थवा लाग्युं. तेणे मुख उपर प्रसन्नता प्रगट करीने कह्युं, "श्राविका, तमारा वचनोए मारा हृदयने शांति आपी छे अने मारा हृदयनी मूर्छा उतारी छे जो के हुं भ्रष्ट प्रतिज्ञ थयो छु, पण तमारा जेवी विदुषी श्राविकानो उद्धार करवाथी मने पुण्यनो अंश मळ्यो छे तमारो उद्धार ए मारी प्रतिज्ञाना भंगनुं प्रायश्चित्त छे तथापि हुं मारी ते प्रतिज्ञा पूर्ण करीश हुं विवाहित तो थयो छु पण ज्यांसुधी ए मारी प्रतिज्ञा पूर्ण नहीं थाय, त्यांसुधी हुं विवाहनुं फळ भोगवीश नहीं. त्यांसुधी हुं चोथा व्रतनो उपासक बनीश. मने आशा छे के, तुं पण मारा ए व्रतने अनुमोदन आपीश "

मेनाए उमंग लावीने कह्युं, प्राणेश, एमां मने शुं कहो छो? ए तो मारुं कर्त्तव्यज छे दरेक स्त्रीए पोताना पतिनी आज्ञाने अनुसरवानुं छे जे व्रतनुं धारण तमे करेलुं छे ते व्रत हुं पण धारण करुं छुं. ज्यांसुधी तमारी प्रतिज्ञाना निर्वाह नहीं थाय, त्यांसुधी तमारी साथे व्रतिनी थई चूकी छुं "

मेनाना आवा वचन सांभळी विवेकचंद्र वधारे खुशी थयो तेणे हर्षथी मेनाने अभिनंदन आप्युं. बन्ने दंपती प्रतिज्ञाना निर्वाह सुधी चतुर्थ व्रतना धारक थया हता

विवेकचंद्र ते व्रत धारीने नगरनी ओसरीमां आव्यो हतो अने तेणे ते वात पोताना मित्रोनी आगळ कहीसंभळावी हती मित्रोए तेना हृदयने शांत करी तेनी प्रतिज्ञाने अनुमोदन आप्युं हतुं त्यार

ની તેઓ પોતાના મિત્રની પ્રતિજ્ઞાનો નિર્વાહ કેવી રીતે થાય, તેનો વિચાર કરી વિવિધ પ્રકારના પ્રયોગ કરવા લાગ્યા.

આ અરસામા મેનાના પિતા હરિશ્ચંદ્રે પ્રથમની લોભ વૃત્તિથી ઘણુ ધન એકઠુ કર્યુ હતુ. કર્મ યોગે તે હરિશ્ચંદ્ર અકસ્માત્ વ્યાધિગ્રસ્ત થઈ ગયો અને અલ્પ દિવસમા તેના આયુષ્યનો અંત આવી ગયો. મરણ વખતે તેની પાસે મેના અને વિરેચંદ બેઠા હતા. હરિશ્ચંદ્રને જે રોગ થયેલ તે એવો રોગ હતો કે તેમા પ્રાણાન્ત સુધી પણ બેભાન સ્થિતિ ન થાય. હરિશ્ચંદ્ર વૈદ્યને પુછી માહિતગાર થયો હતો કે, 'આ રોગમાથી હુ બચવાનો નથી.' આથી તેણે મરણ વખતે પોતાની સ્ત્રી પ્રભા, મેના અને વિરેચંદને બોલાવ્યા હતા. તે વખતે તેણે પોતાના જમાઈ વિરેચંદને કહ્યુ, 'વિરેચંદ, હુ આ વ્યાધિમાથી મુક્ત થવાનો નથી. મારી પાછળ તમારી સાસુ પ્રભા અને મારી પુત્રી મેના સિવાય બીજુ કોઈ નથી. મે યાવજ્જીવિત લોભ વૃત્તિ રાખી દ્રવ્ય સંચય કર્યો છે. તે દ્રવ્યનો કાંઈપણ સદુપયોગ કર્યો નથી. મારી પાસે પચાસ હજાર રૂપીઆ રોકડા છે અને વીસ હજારની મિલ્કત છે. હવે તે સર્વ સંપત્તિની માલેક આ તમારી સાસૂ પ્રભા છે. તેણીના નિર્વાહ જેટલી રકમ રાખી બાકીની રકમ મારી પુત્રી મેનાને આપવી છે. જે તમોને મળશે. તેમાથી થોડી રકમ કોઈ શુભ કાર્યમા વાપરજો, અને તેની સારી વ્યવસ્થા સર્વની માહિતી કરાવજો. કોઈ એવા સુકૃત્યમા એ દ્રવ્યનો ઉપયોગ થવો જોઈએ કે, જેથી લોભથી થયેલા મારા જીવનના મલિન કાર્યોનુ તે પ્રાયશ્ચિત્ત થાય. હુ મારી બધી વ્યવસ્થા તમારી રજા ઉપર રાખુ છુ, કારણ કે, તમારી સમાન મારે આ ગામમા કોઈ સંબંધી નથી. તમારા સિવાય મારા અનાશ્રિત કુટુંબનો વ્યવસ્થાપક કોઈ નથી.

હરિશ્ચંદ્રના આ વચન સાંભળી વિરેચંદ બોલ્યો—"શેઠ, આ

વખતે તમે નિશ્ચિંત રહો. તમારા હૃદયમા કોઇ જાતની ચિંતા રાખશો નહીં. પંચપરમેષ્ટીનુ સ્મરણ કરવાનો આ સમય છે. તે સ્મરણ કરી તમારી અંત્ય અવસ્થા સુધારો. તમારી ઇચ્છા પ્રમાણે તમારા દ્રવ્યનો સદુપયોગ થશે. તમારા પૂજ્ય સાસૂ પ્રભા મારે માતા સમાન છે. એ સદ્ગુણી શ્રાવિકા તમારા દ્રવ્યનો સદુપયોગ કરશે. તેમની ધાર્મિક વૃત્તિ તમારા વિત્તને સારા ક્ષેત્રમા વાપરવાનેજ મને પ્રેરણા કરશે. શેઠજી, કોઇ જાતની ફીકર રાખશો નહીં, હું યથાશક્તિ તમારા ઘરની વ્યવસ્થા કરીશ, હવે મારે તમને એટલી વાત જણાવવાની છે કે, તમારા દ્રવ્યમાથી કોઇ જાતનો હિસ્સો લેવાની મારી ઇચ્છા નથી. વળી સ્વોપાર્જિત સિવાય બીજા કોઇ સબંધીની મિલ્કત ઉપર ઇચ્છા રાખવી એ અધમ વૃત્તિ કહેવાય છે ઉદ્યોગથી પોતાની જાતે ઉપાર્જન કરેલા દ્રવ્યથી નિર્વાહ કરનારા પુરૂષો ઉત્તમ વૃત્તિવાળા ગણાય છે તેથી હું તમારા દ્રવ્યની ઇચ્છા રાખતો નથી. તમે જે દ્રવ્ય તમારી પુત્રીને આપવાની ઇચ્છા રાખતા હો, તે દ્રવ્યને પણ તમારા શુભ ખાતાના દ્રવ્યની સાથે મિશ્ર કરી તેનો સદુપયોગ કરો. તમારા દ્રવ્યની શુભ યોજના કરવામા હું સદા તત્પર રહીશ "

નિર્મળચંદના આ વચનો સાભળી મરણ શય્યાપર પડેલા હરિચંદના હૃદયમા સંતોષ થયો હરિચંદ તે નિર્મળચંદના વચનનો ઉત્તર આપી શક્યો ન હતો તરતજ તેના કંઠમાથી છેલ્લા શ્વાસ ઉપડવા લાગ્યા અને તેણે જોતજોતામા અરિહંત પદના ઉચ્ચાર સાથે પ્રાણનો ત્યાગ કરી દીધો. અને તે સાથે પોતાના દ્રવ્ય તથા ગૃહસમૃદ્ધિનો ત્યાગ પણ કરી દીધો

હરિચંદના મરણથી સબંધીજને લઇને તેની પત્ની પ્રભા અને મેનાને અતિ દુઃખ લાગ્યુ નિર્મળચંદે વિનયના વચનો કહીને માતા અને તેની પુત્રીને સમજાવી શાંત કર્યા હતા

મેનાનો ધર્મ વિવાહ કર્યા પછી અને જૈનપ્રિય સાધક વર્ગના સહ- વાસમા આવ્યા પછી હરિચંદની વૃત્તિ પવિત્ર થઈ હતી. તે હમેશા પોતાના પૂર્વપાપનો પશ્ચાત્તાપ કરતો હતો. તેની મનોવૃત્તિમા કાઈપણ શુભ કાર્ય કરવાની ધારણા રહ્યા કરતી હતી. હરિચંદ છેલ્લી વખતે પવિત્ર વૃતિમાથે મરણને શરણ થયો હતો. અને તે વૃત્તિને લઈને છેલા શ્વાસમા અરિહંત એવા પદનો ઉચ્ચાર તેના મુખમાથી થયો હતો.

હરિચંદના મરણ પછી તેના સબધીઓ અને કુટુબીઓ તેની ઉત્તરક્રિયાને માટે પ્રભાની પાસે આવવા લાગ્યા. કોઈ સઘભોજન ક- રવાને, કોઈ ચોરાશી કરવાને અને કોઈ ગ્રામભોજન કરવાને પ્રભાને કહેવા લાગ્યા. હરિચંદની વય વૃદ્ધ હોવાથી તેની ઉત્તરક્રિયા કરવાને તેના સબધીઓ તરફથી વિવિધ વિચારો પ્રગટ થવા લાગ્યા.

વિવિધ પ્રસગના કથનથી મુઝાયેલી પ્રભાએ એક વખતે પોતા ના જમાઈ વિવેકચદને બોલાવીને કહ્યુ, "વિવેકચદ, તમારા સાસરાની ઉત્તરક્રિયા માટે લોકો મને કહેતા આવે છે અને મુઝવે છે. મારે તે- મને શો જવાબ આપવો? મારા હૃદયમા તે વિષે અનેક વિચારો ઉત્પ- ન્ન થયા કરે છે. હવે તેનુ શુ કરવુ જોઈએ? તેને માટે મને તમારી કીંમ તી સલાહ આપો. તમે જાણો છો કે લોકોના સ્વભાવ જુદાજુદા હોય છે, અને તેને માટે મે શ્રાવિકાભૂષણના પ્રથમ અલકારમા વા ચેલુ છે, તે મને આ વખતે યાદ આવે છે."

"આ સસારમા દરેક પ્રાણીના સ્વભાવ તથા પ્રકૃત્તિ જુદા હોય છે આ શરીરમા પૃથ્વી, જળ, વાયુ અગ્નિ, વગેરે તત્ત્વોના સાથે પ્રાણ રહેલા છે, તે બધા તત્ત્વો મળીને પ્રાણના શરીર બધાએલા છે. પ્રત્યેક શરીરમા પ્રાણના બળ જુદીજુદી રીતે રહેલા છે. એટલે તેથી કરીને માણસોમા સ્વભાવ—પ્રકૃતિ જુદીજુદી રીતે બધાય છે. વળી સ્વભાવને પ્રેરણા કરનારા કર્મ હોય છે કર્મની પ્રકૃત્તિઓને લઈને પ્રાણીઓના સ્વભાવ—પ્રકૃત્તિ પ્રવર્ત્તે છે."

---

✻ શ્રાવિકા ભૂષણ પ્રથમ અલકાર માટે પૃ૦ ૩૭૮

વિરેચ્ચંદ, તમે વિદ્વાન્ છો, એટલે તનારી પાસે કહેવું તે પુનઃ ક્તિ કર્યા જેવું છે અને તમે દીપ વિચાર કરી તમારા સાસનની ઉત્તર ક્રિયાને માટે શું કરવુ ? તેની મને સલાહ આપો.

પોતાની સાસુ પ્રભાના આ વચન સાંભળી વિરેચ્ચંદ વિવાન્ત રીતે બોલ્યો— ભદ્ર, તમે વિદ્વાન્ આતિશ છો. વળી આવા પ્રેમના વ્યવહારના અનુભવી છો, તે સાથે નારાથી વયમા મોટા છો. તો તેનો વિચાર તમારેજ કરવો જોઈએ તમારા હૃદયની શી ઈચ્છા છે? તે નારે પ્રથમ જાણવી જોઈએ. પછી હું મારો તે વિષેનો વિચાર તમારી આ ગળ પ્રગટ કરીશ."

પોતાના વિદ્વાન્ જમાઈ વિરેચ્ચંદના આ વચન સાંભળી પ્રભા એ પ્રીતિપૂર્વક જણાવ્યું, ' વિરેચ્ચંદ, વર્તમાન કાળે આપણી જૈન કોમનુ પ્રવર્તન ફરતુ જાય છે આપણી કોમમા ચાલતા હાનિકારક રિવાજોનો નાશ કરવાનો મહાન્ પ્રયત્ન પ્રવર્ત્ત છે. આપણી ભાગ્યવર ની મહાપરિષદ ઉત્તમ પ્રકારની સર્વ સુધારણા કરવાને તત્પર થઈ છે આવે સમયે તમારા સાસરાના દ્રવ્યનો નામની કીર્ત્તિ ભરેલી ઉત્તરક્રિ યામા વૃથાવ્યય કરવો એ મને યોગ્ય લાગતુ નથી. મરણ પાછળ મિષ્ટાન્ન ભોજન આપી ઉત્તરક્રિયા કરવી એ મિથ્યાત્વ છે. વળી તે વિષે સાક્ષ તમારે પ્રગટ થતા અઠવાડિક અને માસિક પત્રોમા થતી ચર્ચાઓ હું સારી રીતે વાંચુ છુ. માટે હું એવા નિર્ણયપર આવી છુ કે, તમારા સસરાની ઉત્તરક્રિયામા મિષ્ટાન્ન ભોજન ન કરવુ પણ તે ઉત્તરક્રિયામા તેમના નામનુ કાયમ સ્મરણ રહે એવી કોઈ સંસ્થા ઉત્પન્ન કરવી કે, જેથી તેમણે અનીતિતથા લોભવૃત્તિથી ઉત્પન્ન કરેલા દ્રવ્યના પાપનુ પ્રાયશ્ચિત્ત થાય. હવે આ વિષે તમારો શો અભિપ્રાય છે? તે મને સ્પષ્ટ રીતે જણાવશો "

પ્રભાના આ વચન સાંભળી વિરેચ્ચંદના હૃદયમા અપાર હર્ષ ઉત્પન્ન થઈ આવ્યો. પોતાના હૃદયના વિચારોજ પ્રભાના હૃદયમા પ્ર

નિબિંબિત થયેલા જોઇ એ વિદ્વાન્ તરૂણ અતિ આનંદના પ્રવાહમાં તરવા લાગ્યો. તેણે માન દઇને જણાવ્યું "પૂજ્ય આસૂજી, તમે જે વિચાર દર્શાવ્યા છે, તે મારા વિચારનો પ્રતિધ્વનિ છે. હું તમને સ્વતંત્ર રીતે મારા એ વિચાર દર્શાવાની ઇચ્છા રાખતો હતો, તેજ વિચારો ત મારા હૃદયમાં પ્રતિબિંબિત થયેલા જોઈ મને વધારે આનંદ ઉત્પન્ન થાય છે. મરણ પાછળ નારજમન કરવા, એ વિચારથી હું તદન વિરૂદ્ધ છું એ મિથ્યાત્વી વિચારે આપણી કોમમાં પ્રવેશ કર્યો છે, તેને દૂર કરવો જોઇએ. પૂજ્ય માતા, તમે સ્વર્ગવાસી શેઠના દ્રવ્યનો કેવો ઉપયોગ કરવા ધારો છો? કેવી સંસ્થા સ્થાપન કરવાની તમારી ઇચ્છા છે? જો તમે તમારો એ વિચાર દર્શાવો તો મને વધારે હર્ષ થશે. તમે સારી રીતે આર્હતવાણીને પામેલા છો, તેથી તમે તે વિષે ઘણા પ્રૌઢ વિચારો દર્શાવી શકશો."

પ્રભા પોતાના હૃદયના સુવિચારની પ્રભાને પ્રસાર કરતી બોલી—' ભાઇ વિવેકચંદ્ર, મારી, ઇચ્છા એવી છે કે, આપણા ચંદ્રનગરમાં જૈનપ્રજાનો મોટો ભાગ ગરીબ છે. ગરીબાઇને લઇને તેમના બુદ્ધિમાન્ બાળકો જોઈએ તેવી કેળવણી મેળવી શકતા નથી. તેઓને જો અન્નદાન સાથે જ્ઞાનદાન આપવામાં આવે તો ઘણો લાભ થવા સંભવ છે. માટે આ નગરમાં સર્વ વસ્તુદાયક એક વિદ્યાલય ઉઘાડવું અને તેની અંદર અભ્યાસ કરતા જૈનબાળકોને સર્વ પ્રકારની સહાય આપવી. કહો, તેમાં તમારો શો મત છે?' પ્રભાના આ વચન વિવેકચંદ્રને મનોભીષ્ટ થઈ પડ્યા. તે વિદ્વાન્ તરૂણ પોતાની અંતરની અભિલાષાને અનાયાસે સફળ થયેલી જોઇ ઘણોજ ખુશી થઇ ગયો. તે સાનંદવદને બોલ્યો—"પૂજ્ય માતા, મને આશ્ચર્ય થાય છે કે, મારાજ વિચારો તમારા હૃદયમાં પ્રતિબિંબિત થયા કરે છે. મારી પણ એજ ધારણા છે. અને તેને માટે મેં પૂર્વે પ્રતિજ્ઞા પણ ગ્રહણ કરી હતી. એ મારી પ્ર

ा निर्वाह तमारा आ विचारथी सिद्ध थाय छे. हुं तमारा स.
ने पूर्ण ज्ञान मळनो छु ”

प्रभा अने विवेकचद्रनी धारणा रूपी सरिताना परस्पर सगम
ये. अने तेज वखते ते कार्यनो समारभ करवानो दिवस निश्च
वामा आव्यो हतो.

हरिचद्र शेठना केटलाएक अल्पमति अने अज्ञानी मध धीओ
र्यमा अतराय करवा उभा थया हता, पण मधना आगेवानोनी
वर्गना विद्वान् मेम्बरोनी सपूर्ण सहायथी चद्रनगरमा ए प
कार्यनो समारभ करवामा आव्यो हतो पचवीश हजार रूपी
ी मोटी रकम ते खाते अर्पण करवामा आवी अने चद्रनगरमा
रिचद्र सनजिावस” (हरिचद्र बोर्डींग स्कुल) एवा नामथी ते
ा उभी करवामा आवी. स्वर्गवासी हरिचद्रना नामना स्मरण
ए कीर्ति स्तभ चद्रनगरनी जैन प्रजामा एक निशाळ भुवनमा
पित करवामा आव्यो हतो

आ उत्तम उपकारी कार्यना स्थापनथी विवेकचद्रना
ामा जे हर्ष उत्पन्न थयो हतो, ते अवर्णनीय हतो ते
थानी व्यवस्था करवानु महान् कार्य जैनश्रेय साधक वर्गने सोप-
ा आव्यु हतु, जेमा विवेकी अने विद्वान् विवेकचद्र मुख्य भाग
ा हतो आ प्रमाणे थवाथी विवेकचद्रनी प्रतिज्ञानो सारी रीते नि
थयो. उत्तम पुरुषोनी प्रतिज्ञानी धारणा सफळ थया विना रहेती
ी

---

## प्रकरण २९ मु

### एक ग्रेज्युएट गुरु

---

चद्रनगरना मध्य भागे एक विशाळ उपाश्रय आवेलो छे. उ
श्रयनी अदर एक तरफ व्याख्यानशाळा छे अने बीजी तरफ मुनि

નિત થયેલા કેટલાએ- ગેઠીઆઓ તો તે વખતે હર્ષના ઉભરાવી તે મહા મુનિના વિચારને અભિનંદન આપ્યું હતું. પછી બીજે દિવસે પ્રાતઃકાળે ઉપયોગી ભાષણ રૂપે વ્યાખ્યાન આપવાની વિનતિ કરી તે શેઠીઆઓ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા હતા.

ચંદનનગરમાં આ વાર્તા પ્રસરી ગઈ. કોઈ ગ્રેજ્યુએટ ગુરૂ ચારિત્ર ધારણ કરી આવેલા છે—આ વાર્તા સાંભળી ચંદનનગરનો ચતુર્વિધ સંઘ તે મહાનુભાવને વંદના કરવાને ઉલટી આવવા લાગ્યો.

બીજે દિવસે પ્રાતઃકાળે ચંદનનગરની જૈન પ્રજા આ બાળવૃદ્ધ ઉપાશ્રયમાં આવી અને વ્યાખ્યાનશાળા ચીકાર ભરાઈ ગઈ. ધર્મચંદ અને વિનેચંદ વિગેરે વર્ગના સર્વ મેંબરો પોતાના કુટુંબ સાથે એ વિદ્વાન્ મુનિનું વ્યાખ્યાન સાંભળવાને આવ્યા હતા.

જ્યારે વ્યાખ્યાનનો સમય થયો, એટલે તે વિદ્વાન્ મુનિએ ચાલતા જમાનાને લઈને જે પ્રવર્તન કરવું જોઈએ, તે વિષે ઘણી ઉદાહરણ ભાષામાં ભાષણ કર્યું. તે વિદ્વાન્ વક્તાએ ઇંગ્લીશ, સંસ્કૃત અને માગધી ભાષામાં શાસ્ત્રીય પ્રમાણો આપી જૈન પ્રજાને ઉન્નતિનું દર્શન કરવાના એવા નિર્દોષ ઉપાયો બતાવ્યા કે, જે સાંભળી સર્વ શ્રોતાસમાજ અતિ આનંદ પામી ગયો. તેમના મનમાં નિશ્ચય થઈ ગયો કે, "ભારતવર્ષ ઉપર વસતી જૈન પ્રજાની ધાર્મિક અને સામાજિક ઉન્નતિ કરનારા આવા મુનિઓ જો પ્રગટ થાય તો જૈનશાસનનો ખરેખરો ઉદ્યોત થાય." તે મહા મુનિનું આવું વિદ્વત્તાભરેલું ભાષણ સાંભળી ધર્મચંદ, વિનેચંદ અને ભામચંદ તો વધારે આશ્ચર્ય પામી ગયા. તે મહા મુનિની ઇંગ્લીશ વિદ્યાની વિદ્વત્તા જોઈ ગ્રેજ્યુએટ થયેલો સોમચંદ વધારે ખુશી થઈ ગયો. તેના હૃદયમાં અનેક જાતની ભાવનાઓ ઉત્પન્ન થવા લાગી અને તે વારંવાર હૃદયમાં વિચાર કરવા લાગ્યો. ભાષણ સમાપ્ત થયા પછી કેટલાએક લોકો મુનિવરને વંદના કરી તે મહામુનિની સ્તુતિ કરતા કરતા પોતાને ઘેર ચાલતા થયા કેટલાએક તો તે મુનિના દર્શનની પ્રીતિની ત્યાંને ત્યાં બેસી રહ્યા. તેમાં ખાસ કરીને સંઘના આગેવાનો અને વર્ગના મુખ્ય મેંબરો તો પોતાના કુટુંબ સાથે ત્યાંજ બેસી રહ્યા.

હૃદયમાં અનેક ભાવના ... સોમચંદ ક્ષણવાર પછી વિનયથી

બોલ્યો—"મહાનુભાવ' આપના પૂર્વ વૃત્તાતની જિજ્ઞાસા ઘણી થાય છે, જો આપની પ્રસન્નતા હોય તો જણાવવા કૃપા કરશો. સરસ્વતી આપના ધ્વનિ ઉપરથી મારા હૃદયમા અનેક જાતની શંકાઓ થયા કરે છે. જાણે આપની સાથે મારો પૂર્વ પરિચય હોય, એવો મને ભાસ થાય છે. અવિનયના અને ચારિત્રધર્મના ભયથી હું આપની પાસે સ્પષ્ટ રીતે કહી શકતો નથી."

સોમચંદ્રના આ પ્રશ્નથી તે મહા મુનિ હાસ્ય કરીને બોલ્યા—'ભદ્ર' તમારા મનમા મારે માટે શંકા થાય, એ મને સંભવિત લાગે છે. 'હું કોણ છુ' એ સ્પષ્ટીકરણ કર્યા પહેલા મારે તમને જણાવવું જોઇએ કે હું પૂર્વે તમારા દેશનો શ્રાવક હતો. હું બી. એ. ની પદવી પ્રાપ્ત કરી ચારિત્રધારી થયો છુ. વર્તમાનકાળે કેટલાએક મુનિઓ અર્વાચીન સમયને અનુસરી ચાલવાના નથી સમજતા અને ગચ્છના કદાગ્રહનું હુતાશન જગાડી આ મારી ઓરના જૈન મુનિઓની પ્રવૃત્તિ નિંદાજનક થઈ ગઈ છે. તેઓ પોતાના કર્તવ્યને ભૂલી ગયા છે. જૈન કોન્ફરન્સ અને બીજી સસ્થાઓ કે જેઓ વર્તમાન કાળને અનુસરી જૈનોની ધાર્મિક તથા સામાજિક સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરે છે, તેમને મદદ આપવાને બદલે તેઓ નાહકમાહકની ઈર્ષ્યાથી તેમને તોડી પાડવાનો પ્રયત્ન કરનારા કેટલાએક મુનિઓ જોવામા આવે છે. પોતાના શ્રાવકોનો મોટો ભાગ નઠારી સ્થિતિમા આવી ગયો છે અને તેની પડતી થાય છે. તેમના ઉદ્ધારનો ઉપદેશ આપતા નથી, પણ પોતાના ઉદ્ધારનો ઉપદેશ આપે છે. વિવિધ જાતના મહોત્સવો કરાવી પોતાની કીર્તિ અને માન વધારવા તેઓ પ્રયત્ન કરે છે. આચાર્ય, ગણી, પન્યાસ વિગેરેની પવિત્ર પદવીઓ મેળવવામાજ પોતાની કૃતાર્થતા સમજે છે. કેટલાએક તો ઉદ્ધત થઈ કોઈની નિંદાના જ વ્યાખ્યાનો વાચે છે, અને પોતાની પ્રતિષ્ઠા વધારે છે. તથાપિ મારે કહેવુ જોઇએ કે, કેટલાએક મુનિઓ સારા વિદ્વાન, શાંત અને ચારિત્રધર્મ પ્રમાણે વર્તનારા પણ છે. તેઓ કોન્ફરન્સના અને બીજી સસ્થાઓના કાર્યને અનુમોદન આપવાની ઈચ્છા રાખે છે, પણ તેવા મુનિઓની સખ્યા ઘણી થોડી છે. તેવા પવિત્ર મુનિઓના ચરણકમળમા મારી વંદના છે અને તેમના મુનિજીવનથી હું કૃતાર્થ થયો છુ. ભદ્ર' મે પણ તેવા ઉત્તમ શ્રદ્ધાથી ચારિત્રધર્મ અંગીકાર

કર્યો છે. આ અસાર સંસારમાં જો કાંઇપણ સાર હોય તો ધર્મસેવન છે. તે ધર્મની સેવા સાથે તીર્થરૂપ ચતુર્વિધ સંઘની સેવા કરવી અને તેમાં આત્મભોગ આપી પોતાના મનુષ્યજીવનને કૃતાર્થ કરવું. જો દેવ ગુરૂની કૃપા હશે તો મેં મારા જીવનનું તેજ કેંદ્રસ્થાન નિશ્ચિત કર્યું છે. હું તમારા માહેલો એક શ્રાવક હતો. આ આત્માનું જન્મસ્થાન પણ આજ નગર છે. આ નગરમાં આવીને મને સંતોષ પામવાનું એક મોટું કારણ પ્રાપ્ત થયું છે, તે એજ કે "હરિશ્ચંદ્ર મંત્ર વિદ્યાલય"ની સ્થાપના. આ પવિત્ર સંસ્થાના અવલોકનથી મારા અંતરમાં અતિઆનંદ પ્રાપ્ત થયો છે. દરેક મોટા શહેરોમાં જો આવી આવી સંસ્થાઓ ઉભી થાય તો આપણા ધર્મનો ઉદ્યોત થયા વગર રહેશે નહીં. મારી પણ એવી ધારણા છે કે, દરેક મોટા તથા નાના શહેરોમાં એવી સંસ્થાઓ ઉભી કરવાનો ઉપદેશ આપવો. તે સાથે આપણા પ્રાચીન ગ્રંથો ઉપરથી સુબોધક લેખો લખાવી સારા સારા પુસ્તકો પ્રગટ કરવા અને જૈન બાળા અને સ્ત્રીકેળવણીની વૃદ્ધિ કરવી. શ્રાવકો! તમને પણ મારો એજ ઉપદેશ છે કે, તમારે પણ તમારા દ્રવ્યનો ઉપયોગ તેવાજ કાર્યોમાં કરવો. સાત ક્ષેત્રોમાં શ્રાવક, શ્રાવિકા અને જ્ઞાન એ ત્રણ ક્ષેત્રોની સુધારણા કરવાને સદા તત્પર રહેવું. એ કાર્ય કરવાથી તમારા શ્રાવકજીવનની સાર્થકતા થશે અને તેથી તમારા સંતાનો ભવિષ્યમાં ધાર્મિક તથા સાંસારિક ઉન્નતિ મેળવી શકશે. જૈનશાસનપતિ તમારા એ કાર્યને સંપૂર્ણ સહાયકારી થાઓ. મહા મુનિની આ વાણી સાંભળી વિદ્વાન્ શ્રાવક સોમચંદ્ર આનંદાશ્ચર્ય થઈ ગયો. તેનું શરીર રોમાંચિત થઇ ગયું અને તેના નેત્રોમાંથી હર્ષના અશ્રુઓની ધારા ચાલી. તે ગદ્ગદ કંઠે બોલ્યો—" મહાનુભાવ! આપના વચનો ઉપરથી મેં આપનું સ્વરૂપ સારી રીતે ઓળખી લીધું. આપે આત્મભોગ આપી આવું મહાન્ કાર્ય કર્યું, તેને માટે આ ચંદ્રનગરના સંઘને મોટું માન છે." આટલું કહી સોમચંદ્ર બેઠો થઈ ભક્તિભાવથી પુનઃ વંદના કરી સર્વ શ્રાવકોને ઉદ્દેશીને બોલ્યો—" બંધુઓ! આ મહા મુનિની ઓળખાણ આપતાં મને અતિ આનંદ ઉત્પન્ન થાય છે. આ મહામુનિ તે આપણા ધર્મનિષ્ઠ શ્રાવક ધર્મચંદ્રના લઘુ બંધુ, મારા પ્રિય મિત્ર અને સંબંધી ઢુંઢીચંદ્ર છે." સોમચંદ્રના આ વચન સાંભળતાજ સર્વ સમાજ સા

ક્ષ્મીનો સદુપયોગ કર્યો હતો. વીશા અને પ્રેમચંદનો અવ્યવસ્થિત થઇ ગયેલો સંસાર પાછો પૂર્ણ સુધારા ઉપર આવ્યો હતો. આ બધો પ્રભાવ કોનો હતો? એ જૈન શ્રેય સાધક મંડળનોજ પ્રભાવ હતો એ પવિત્ર સંસ્થા એ ચંદનગરની જૈન પ્રજાના સારી સુધારણા કરી હતી. એવી ઉત્તમ સંસ્થાઓ કેવા કેવા મહત્ કાર્ય કરી શકે છે? તેનુ આ પૂર્ણ દૃષ્ટાંત છે.

શ્રાવકસંસારમા શ્રાવકજીવનના બે ભાગ પાડી શકાય છે. એક કુમારભાવ અને બીજો વિવાહિતભાવ—પ્રાચીન સમયમા એ બે પ્રદેશ વચ્ચે જે ભિન્નતા સ્પષ્ટ હતી, તે હવે અત્યારે રહી નથી. બાળલગ્ન, કન્યાવિક્રય વિગેરે દુરાચારો એ પરિણામના કારણરૂપ બન્યા છે. તે દુરાચારોએ શ્રાવકસંસારને દુઃસ્થિતિમા મુકયો છે. જો હવે ઉત્તમ પ્રકારની કેળવણીનુ શરણ લેવામા નહી આવે તો શ્રાવકસંસારની સુધારણા થવી અશક્ય છે

કુમારભાવની નિર્દોષ રમતો અને નવીન યુવતાનો, સંસારશાળાના કોઇપણ ઉમેદવાર અભ્યાસીઓને માટે કાંઇ ઓછા આનંદરૂપ નથી બીજો વિવાહિતભાવ જો શ્રાવકસંસારના સદાચારથી યુક્ત હોય તો તે ઉત્તમ છે, પણ એ ભાવનો ઉત્તમોત્તમ અનુભવ કરવા, શ્રાવકસંસારના સુધારકોએ કુમારભાવમાજ હૃદયની ઉચ્ચ સ્થિતિએ પહોચવુ જોઇએ કુમારભાવમા ધાર્મિક અને સાંસારિક કેળવણી એવી જોઇએ જો ગૃહાવાસનુ ઉચ્ચ સ્થિતિનુ જ્ઞાન પ્રાપ્ત થયુ હોય તો કદિ અર્ધી જીંદગી ભલે વહી ગઇ હોય તોપણ કુમારભાવનો ત્યાગ કરવો નહી કારણકે ગૃહાવાસમા ઘણુ સુખ છે, એવી કલ્પના માત્રથી અજ્ઞાનપણે ગૃહસ્થાવાસી થવુ, તેના કરતા કુમારભાવમા પ્રાપ્ત સ્થિતિ માટે ન્યારે લાયકાત માનવી, અને જો અજ્ઞાનપણે ગૃહાવાસના દ્વારમા પ્રવેશ કરવામા આવશે તો શ્રાવકસંસારની ખરી ખુબીઓ નહી સમજાતા પાછળથી તે પર તિરસ્કાર છુટવાનો સંભવ છે

ગૃહસ્થાવાસી થયા પહેલાજ દંપતીના શુ કર્તવ્યો છે, કેવી રીતે સંસારશાળામા શારીરિક, માનસિક, પારમાર્થિક અને આધ્યાત્મિક વિષયોનો ઉત્તમ અભ્યાસ કરી શકાય અને કેવીરીતે શ્રાવકસંસારમા સ્વર્ગસમાન સુખનો અનુભવ થઇ શકે, તે બરાબર શીખવાની જરૂર છે એ અનુભવી વિદ્વાન તે વિષે બોધ આપતા લખે છે—"બંધુઓ!

જે તમારે ગૃહનામની યોગ્યના મેળવવી હોય તો તમે અમાધારણ શુદ્ધ પ્રેમી ૯ વનાળા થાઓ અને તમારો પ્રેમ—પાઠ દુનિયાને દૃષ્ટાંતરૂપ થાય, તેવા રીતે તૈયાર કરો ઉત્તમ પ્રકારનુ વ્યવહારિક અને નૈતિક જ્ઞાન સંપાદન કરો. તમારા સાધર્મિ બ ધુઓ, મ બ હીઓ, મિત્રો અને આમ કરીને તમારી કુલીન શ્રાવિકાપત્નીની પ્રત્યે તમારી શુ ફરજ છે? એ લક્ષમા રાખવા ભુલી જતા નહી. ગમે તેવી મુશ્કેલીમા આવો તોપણ તમે તમારા પવિત્ર આર્હત ધર્મના આચારથી ભ્રષ્ટ થશો નહી. તમારા પવિત્ર જ્ઞાન ક્ષેત્રો તરફ અનાદર રાખશો નહી. કદિ તમે દુર્દેવતિમા આવી પડો, તોપણ તમારી નીતિ અને પ્રમાણિકતાને આ ગ્રહ ઉપર મજબુતપણે રાખજો, કેમકે તેવા ગુણોના અભાવથી તમારા શ્રાવકમાર્ગની અવનતિ દેખીતીજ છે. તમે જે કુળમા જન્મ્યા છો તે કુળની મહત્ત્વતા સાથેના તમારા કર્ત્તવ્યને પ્રમાદથી ભૂલી જશો મા. કદિ તમને શ્રાવકસ સારમા સ તાન અને વૈભવનો અભાવ થાય, તથા તમે તેના અસ તોષથી ગૃહસ સારવી કટાળશો નહી. તમારા પૂર્વ પુણ્યના યોગથી તમને જે સુખ પ્રાપ્ત થાય, તેમા સ તોષ માની શુદ્ધ મન, વચન અને કાયાથી તમારા શ્રાવકસ સારને દીપાવજો"

તે મહાશયના આ વચનો ખરેખર મનન કરવા યોગ્ય છે. એ વચનોને અનુસરી વર્ત્તનારા શ્રાવકો પોતાના ગૃહાશ્રમમા પૂર્ણ રીતે સુખી થાય છે

આ શ્રાવકસ સારની નવલકથા ઉપરથી પણ તેવોજ બોધ લેવાનો છે. તેમા આપેલો ચિતાર વર્ત્તમાનકાળના શ્રાવકસ સારના સ્વરૂપના દર્શાવી તેની સુધારણાના ઉત્તમ ઉપાયો સૂચવે છે. ઉત્તમ અને અધમ પાત્રોની યોજના પણ તે પદ્ધતીને અનુસરીને રચનામા આવી છે સમચદ, વિવેકચદ અને સોમચદના કુટુ બ ઉપરથી ઉત્તમ બોધ લેવાનુ છે લીલા, વિદ્યા, મેના અને પ્રભાના સ્વભાવનુ ચિત્ર

શ્રીજિનજીના માહાત્મ્યને દર્શાવનાર છે. હરિચંદ અને પ્રેમચંદની પૂર્વસ્થિતિ વર્તમાનકાળના કેટલાએક શ્રાવકમ સાગના નમુનાને દર્શાવી આપે છે. આ બના ઉપરથી શુ સારૂ છે? અને શુ અસારૂ છે? એ વાત તે તે પ્રસંગના વર્ણન ઉપરથી જણાઈ આવે છે, એટલે તે વિષે વિશેષ કહેવાની કાંઇ આવશ્યક્તા રહેતી હતી.

પ્રિય સાધર્મિ બંધુઓ! કલ્પિત છતાં સાંપ્રતકાળના જમાનાના સ્વરૂપને દર્શાવતી આ નવનકથા ઉપરથી તમે તમારા શ્રાવકમ સારને સુધારવા પ્રયત્ન કરજો. પ્રેમ, ઉત્સાહ, શ્રદ્ધા અને ઐશ્વર્યને બરાબર ઓળખી લેજો. કંજુસ, એકપક્ષુન કે સંકુચિત હૃદયવાળા કદિ થશો નહીં અને તમારૂં જીવન પ્રેમમય અને પવિત્ર બનાવજો.




